# ધરાગુર્જરી

ચન્દ્રવદન મહેતા

: પ્રકાશક :
આર. આર. શેઠની કંપની
બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨.

આવૃત્તિ પહેલી : ૧૯૪૪

**મૂલ્ય : રૂ. ૨-૦-૦**

: પ્રકાશક :
આર. આર. શેઠની કંપનીવતી
ભુરાલાલ ર. શેઠ
પ્રિન્સેસ સ્ટ્રીટ ; મુંબઇ ૨.

: મુદ્રક :
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
રાણપુર : કાઠિયાવાડ

ઝાલ્યો તો હાથ મેં જેનો છાંડી'તી એ પરિણીતા,
જીવતી'તી છતાં હાથે, હૈયે સળગાવી'તી ચિતા.

ચિતાનો ઠારવા અગ્નિ, અન્યને દાનમાં દીધી,
એ વિધે બેઉ હૈયાંનો શમ્યો ચિંતાગ્નિ શું કદી ?

હતા બે પતિઓ પાસે, છતાં શી વિધિની ગતિ !
તજીને સંચરી સ્વર્ગે સૌભાગ્યે શોભતી સતી.

એને **વિલાસિકાને** હું અર્પું આ કૃતિ માહરી,
જરી જો થાય આ હૈયું એથી હળવું, હે હરિ !

## ચન્દ્રવદન મહેતાકૃત
## પુસ્તકો

• • •

### કાવ્યસંગ્રહો

•

ઇલાકાવ્યો
રતન
ચાંદરણાં

• • •

### નવલકથા

•

અમ્મા બાપુ

• • •

### નાટકો

•

સીતા
નર્મદ
નાગાબાવા
આગગાડી
સંતાકૂકડી
રમકડાંની દુકાન
મૂગી સ્ત્રી
પ્રેમનું મોતી
અને બીજાં નાટકો
અખો, વરવહુ
અને બીજાં નાટકો

• • •

### હવે પછી

•

શિખરિણી (નાટક)
પરનારી ( ,, )
કુંજગલી (નવલકથા)
સૉનેટશતક

# મંડપમુહૂર્ત

વાંચતા અને પછી ભજવવાનો વિચાર કરતાં સમજુ સૂત્રધારને આ નાટક રંગભૂમિ પર રજૂ કરવાનું અઘરું લાગશે—અઘરું એટલે કે મોટી અને પહેલી મુશ્કેલી રંગભૂમિ પરત્વે ઊભી થશે. નાટક ગુજરાતી છે, એટલે ગુજરાતી જાણતો પ્રેક્ષકવર્ગ તો એ એકઠો કરી શકશે; પણ કરાંચીથી મુંબઈ સુધીમાં કોઈ સ્થળે આ નાટકને રંગભૂમિ પર રજૂ કરવા માટે એને માફક આવે એવી રંગભૂમિ નહિ સાંપડે. છેવટે એણે કોઈ હૉલમાં નાટક કરવું રહ્યું; એમ કરી નાટકના હાર્દને કચરવું રહ્યું અને નાટકના વસ્તુમાંથી કંઈક કાપવું રહ્યું, અને ઘણી વખત બને છે તેમ ગમે તેમ કરીને ચલાવવું રહ્યું. છેલ્લા પ્રવેશ માટે રંગભૂમિ, જેવી વ્યવસ્થિત અને સગવડભરી હોવી જોઈએ તે આજે આપણે ત્યાં નથી. આપણે ત્યાં સાચી રંગભૂમિ જ નથી, કંઈ જ નથી. ખરી રંગભૂમિ માટેની માગણી પણ અરણ્યરુદન જેવી છે; ત્યાં આ નાટક રંગભૂમિ પર ભજવાતું જોવાની ઉમેદ રાખવી એ વ્યર્થ છે.

આ કૃતિ અમુક એક જ રચનાપ્રકાર, કે અમુક એક જ આકૃતિ પર રચાયેલી નથી; પરંતુ ભિન્નભિન્ન વસ્તુ પર, સાથે સંકળાયેલી છે; એટલે સુજ્ઞ ટીકાકારને આમાં સળંગ વસ્તુ–પ્રવાહ વહેતો નહિ જણાય

એ દેખીતું છે. એથી કદાચ કેટલાંક પાત્રોનો રંગભૂમિને ઘટિત થવો જોઇએ એવો વિકાસ થતો નહિ જણાય, તે બનવાજોગ છે. પણ આ કૃતિમાં પાત્રોના વિકાસ કરતાં વધારે મહત્ત્વ એ પાત્રોને ઊભા રહેવાને માટે જે સ્થાન જોઈએ તે સ્થાનના સર્વાંગી વિકાસને આપવામાં આવ્યું છે, એટલે નાટક રંગભૂમિ વિષે લખાયેલું છે એમ કોઈ કહે તો એ ખોટું નથી; હું તો એમ કહું છું, અને એવી રંગભૂમિ માગું છું.

પ્રવેશે પ્રવેશે કેટલી વસ્તુઓ ગોઠવેલી હોવી જોઈએ, પડદા કેવા હોવા જોઈએ, પ્રવેશોમાં દાખલ થતી વ્યક્તિઓએ કઈ દિશાએથી આવવું જોઈએ, કઈ કઈ અદાથી આવવું જોઈએ વગેરે વિગતો મેં આમાંથી બાકાત રાખી છે. તેમ જ સક્રોધ, વિસ્મયથી, કટાક્ષથી, ગંભીરપણે, ઉતાવળે, સ્વગત વગેરે જે નાટયછટાને અનુરૂપ સૂચનો પાત્રોના પાઠ–સંવાદ પરત્વે આવવાં જોઈએ તે પણ આમાં સર્વત્ર આવ્યાં કર્યાં નથી. ઓઝા ગુર્જર જેવા કુશળ નટને દસ લીટી બોલવાની હોય તો તે દશેય લીટી વખતે જુદાજુદા હાવભાવ, ભાવપરિવર્તન, ધ્વનિ-નિયમન, હેતુપુરઃસર વાણીનો આરોહઅવરોહ, શબ્દ પરત્વેના લય, ઢાળ, લહેકા એટલી ખૂબીથી, સમજથી, કુનેહથી અને કૌશલ્યથી એ કરે કે એ બધું લખવા બેસીએ તો એના પોતાના પાઠ કરતાં બમણી સૂચનાઓ થઈ જાય, એટલે એ આમાં વિગતે દાખલ કરેલ નથી. આ બધું વિચારવાનો ધર્મ સૂત્રધારનો છે; વિચારીને આચરવાનો, અમલમાં મૂકવાનો, યથાર્થ યથાયોગ્ય રીતે અમલમાં મુકાતો જોવાનો એનો ખાસ 'ધર્મ' છે–ફરજ નહિ, ધર્મ. એવા સૂત્રધારને શિરે હું એ જવાબદારી નાખું છું. સૂત્રધાર ધારે તો લખાણને બદલાવી શકે, એનું નખ્ખોદ પણ વાળી શકે. અને એવા નખ્ખોદિયા સૂત્રધારોની આજે જરા પણ ખોટ નથી. સૂત્રધાર એટલે ઋષિ, આર્ષદ્રષ્ટા. કર્તાએ તો ચોકઠું બાંધ્યું; ચોકઠાની આરપાર જોઈ એને સાચો સૂત્રધાર નવું દર્શન પણ આપી શકે. એની આંખ આગળ

નાટ્યકૃતિનાં પાત્રો વેશપરિધાન સહિત તરવરતાં એ જોઈ શકે. લખાણુમાંની ખોટ એ પૂરી લઇ શકે–એણે પૂરી લેવી રહે. લેખકના લક્ષ્યબિંદુને સચોટ રીતે વીંધી એની ઉપરનાં શિખરોને સાધનાર સૂત્રધારો પૃથ્વી પર પાકયા તો છે; આપણે ત્યાં વહેલી તકે પેદા થાય એવી મારી ઉત્કટ અભિલાષા છે. એને વર્તમાન જોવાને આંખ હોય, ભાવિમાં ડોકિયું કરવાની સૂક્ષ્મ દૃષ્ટિ હોય, એના દર્શન વડે રંગભૂમિ સજીવન કરવાની શક્તિ હોય એવા સૂત્રધારને ખોળે હું આ કૃતિ મૂકું છું. એ એને તારે, ઉદ્ધારે, સંહારે તે એના હાથની વાત છે.

ઓઝો ગુર્જર કોણ એ સવાલનો જવાબ હું શો આપું ? પણ હું એક વાત તો જાણું છું કે એણે જે કાંઈ કીર્તિ સંપાદન કરી હોય એ કરતાં પણ. અનેકગણા મોટા અને ઘણા હોશિયાર એવા એક ગુજરાતી નટે ગુજરાતબહાર, હિંદબહાર પણ કીર્તિ સંપાદન કરી હતી. રંગભૂમિના સદ્ધર અંગ્રેજ વિવેચકે ટેટલર નામના અંગ્રેજી સામયિકમાં એને યુરોપના મશહૂર નટ સર હેન્રી ઇરવિંગ સાથે સરખાવ્યો હતો. યુરોપની વાત તો કોણ જાણે પણ આ ગુર્જરનટે ગુર્જરગિરા તેમજ ઉર્દૂ ઝબાન મારફત લાહોરને લહેરાવ્યું હતું. નાટયછટાની ઝીણી ખૂબીઓ અને નજાકત સમજનાર શૌકીન લખનૌને રસમાં તલ્લીન કર્યું હતું. કરાંચી, દિલ્હી, આગ્રા અને કલકત્તાની પ્રજાઓ પાસે પોતાની અદાકારીથી 'અજી, વાહવાહ' પોકરાવી હતી. એવો એ નટ ગુજરાતની કૂખે પાકયો હતો અને તે અમૃત કેશવ નાયક.

બીજા અંકમાં ઓતિયા–ગોધિયા ચાડિયાની વાત કેટલાકને અતિશયતાભરી લાગશે. તો એ માટે અહીં એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે એ સંશયાત્માઓએ શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટેકૃત 'ગુજરાતનું પાટનગર–અમદાવાદ' ગ્રંથ જોઇ લેવો–ખાસ કરીને પાનું ૧૫૪ અને વધારે ખાતરી કરવી હોય તો ગુજરાત વર્નાકયુલર સોસાયટીમાં જઇ 'વખતચંદનો ચોપડો' તપાસવો

એટલે એ હકીકતની સચ્ચાઈનો સંપૂર્ણ ખ્યાલ આવી શકશે. કોઈ પણ નાટક કેવળ ગપ્પાંઓ ઉપર જ સંભવી શકે નહિ. સદુબા સતી થઈ એ હકીકત અત્યંત રસપ્રદ છે, રોમાંચક છે. અને ન્યાયની કચેરી મારફત ન્યાય મેળવી, ફાંસીને લાકડે ચડાવવા માટેની તજવીજ કરવાની ઢીલ જતી કરી, અમદાવાદની પ્રજાએ પોતે જ ન્યાય તોળી, પ્રજાને ભયંકર આફતસમાન ચાડિયાઓનો જાહેર રસ્તા ઉપર ઢેફે ઢેફે ટીપી ખુરદો કર્યો એવી એ પ્રજાને ધન્ય છે–ધન્ય છે, એમ હું નથી કહેતો; બેલેન્ટાઈન નામના અંગ્રેજસાહેબ પણ એ કૃત્યને સમભાવથી નિહાળી ગયા છે. એ વિષેની નોંધ પણ 'ગુજરાતનું પાટનગર–અમદાવાદ' પૃ. ૧૫૬માં મોજૂદ છે.

આ કૃતિદ્વારા નવી રંગભૂમિનું મંડપમુહૂર્ત થાય એવી મને તીવ્ર અભિલાષા છે નવી રંગભૂમિ થશે તો આનાથી અનેકગણાં નાટકો અનેકગણી સુંદર રીતે લખવાની અને રજૂ કરવાની નાટકલેખકને આપોઆપ સમજ આવશે. અત્યારે તો અંધારામાં આથડવા જેવું છે. વિનારંગભૂમિ નાટક કેવું ? અને છતાં લખીએ છીએ, લખાયે જાય છે. માથા વિના આ પાઘડી બાંધતાં ક્યારે અટકશું ? ભગવાન જાણે !

અંતે, હસ્તપ્રતથી માંડી, મુદ્રિતપ્રત થતાં સુધી, મારી દરેક નાટ્યકૃતિમાં મમત્વથી અને ઊલટભેર રસ લેનાર મારા યુવાનમિત્રો ભાઈ મધુકર રાંદેરિયા તથા મોહનલાલ સૂચકનો આ સ્થળે, હાલ તો માત્ર ઋણસ્વીકાર કરી સંતોષ માનું છું.

ઑગસ્ટ, ૧૯૪૪
મુંબઇ.

—ચન્દ્રવદન મહેતા

## પ્રવેશ ૧ લો

[ જમણા ખૂણામાં ખંડિયેર જેવી એક ઇમારતનો તૂટેલો ભાગ જણાય છે. ભાંગેલી ભીંત, ઈંટોનો ઢગલો, આડું અવળું જૂનું લક્કડકામ, બધું જીર્ણોદ્ધારની આશામાં આમતેમ પડેલું દેખાય છે.

ડાબી બાજુ ચબૂતરા જેવું છે. પાસે તુળસીક્યારો છે; એની બાજુમાંથી અંદર રસ્તો જતો હોય તેવો દેખાવ છે.

પડદો ઊપડતાં, 'જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે'—એ પરભાતિયું અંદરથી સંઘગાનમાં ગવાતું સંભળાય છે. એ સાથે, વચ્ચેવચ્ચે ઘંટી ફરવાનો, પંખીના કલરવનો, તથા કૂકડાનો શોર આવે છે. આછું આછું અજવાળું હજી અંધારાને પૂરેપૂરું ખસેડી શક્યું નથી; ત્યાં તો હાથમાં ફાનસ અને લાકડી લઇ, એક પગી એક પરદેશી મુસાફર સાથે પ્રવેશ કરે છે. પરભાતિયાના સૂરો ધીમે ધીમે બંધ થાય છે. ]

પગી : જુઓ સાહેબ, આ એ અસલી ચોતરો; અને આ એ અમારી જર્જરિત ગુર્જરરંગભૂમિ. આપ તો

પરદેશી મુસાફર છો; અને આપે તો દુનિયા જોઇ હશે; ભોમ પરભોમની, બંદરસમંદરપારની અનેક નાટકશાળાઓ ન્હાળી હશે. પણ આવું મરેલું છતાં જીવતું-અને જીવતું છતાંયે મરેલું રંગભૂમિનું ખોળિયું કયાંય નહીં દીઠું હોય. આ અમારી જૂની નાટકશાળા. અહાહાહા! એની તે શી વાતો કહું? સાહેબ, આજે એ જમાનો નથી, આજે એ રોનક નથી, આજે એ જાહોજલાલી નથી. ઓલ્યો ટોલેમી અને ટોમસ રો, યુવાનચંગ અને અલબરૂની-ભલભલા ગુજરાતનાં ગુણગાન ગાઇ ગયા; ત્યારપછી મોડામોડા એવા આ એક તમે નીકળ્યા, ત્યારે ગરવી ગુજરાત એની સઘળી સમૃધ્ધિ ખોઇ બેઠી છે. ભગવાન! ભગવાન!

મુસાફર : અરે પગી, તમે મારી સરખામણી એ નામાંકિત મુસાફરો સાથે કયાં કરો છો?

પગી : અરે બોલો ના, સાહેબ, બોલો ના. ગુજરાતમાં અને ખાસ કરીને એની રંગભૂમિમાં આટલો રસ લેનારા આ તમને જ મેં પહેલા દીઠા. મહિનાના મહિના અહીં રહેવું, સમભાવથી અહીંની ભાષા જાણવી, અહીંની રહેણુક જોવી, અને સુખદુઃખના વાણુતાણુા તપાસવા, એ કાંઇ ઓછું છે? તમે તો ભારે કરી છે, સાહેબ. આ હુંયે કંઇકને લઇ ગુજરાતનો ખોળો ખૂંદી ઘરડો થયો, પણ તમારા જેવો, ઊંડા રસવાળો વટેમાર્ગુ મેં બીજો એકેય નથી જોયો. આવો, આમ જરા આગળ આવો.

મુસાફર : પણ પગી......

પગી : જી, સાહેબ !

મુસાફર : આજે આ બડી ફજરમાં અહીં લઇ આવવાનો શો સબબ ?

પગી : હા, ખરો સવાલ કીધો સાહેબ. સબબ એમ છે કે આ ભાંગેલા દેખાતા ખોળિયામાં કયારેક ક્યારેક જીવનસંચાર થાય છે એ મારે તમને બતાવવું હતું. જુઓ સાહેબ, આ પેલા ત્રણ ઊંઘણસીઓ ઘોરે છે ને.........

મુસાફર : આસ્તે, આસ્તે; એ લોકો જાગી જશે.

પગી : તમે એની જરાય ચિંતા ન કરો. આવા આ કુંભકરણો જાગે ! ઢોલનગારાં વગાડો, તો પણ એ તો ઘોરવાના તે ઘોરવાના જ, સાહેબ. આ તૂટેલી, ભાંગી પડેલી ઇમારત એક વખત એમણે ગજાવી હતી. એમાંનો એક છે અકો તરવાડી.......

[ પરદેશી નોંધપોથીમાં ટપકાવવા માંડે છે. ]

અકો તરવાડી, બીજો નકો નાયક, ને ત્રીજો લખો ભોજક. આ રંગભૂમિના એ પાયા હતા. અને એમનો મુખી ગુર્જર...ઓહોહો, એની તે શી વાત કરું ? ગુજરાતના આખા ઇતિહાસને એણે અહીં જીવતો બનાવ્યો હતો, ગુજરાતની આખી સંસ્કૃતિને એણે અહીં સજીવન કરી હતી. ગુજરાતને આંગણે એવો નટરાજ હજી તો પાકયો નથી. ચારે દિશાએ એણે કીર્તિ પ્રસરાવી હતી. આવા અમે આ ઘરડા થયા તો પણ દશદશ ગાઉથી એનાં નાટકો જોવા દોડયા દોડયા આવતા હતા. ગામેગામથી લોક ભેળું મળતું—કીડિયારા જેમ માણસ ઊભરાતું.

મુસાફર : તો પછી આ હાલત કેમ થઇ?

પગી : એ પણ કહું છું. હવે તો એના નિસાસા જ નાખવાના છે, સાહેબ. જરા લાગી આવે છે. અરે શું કહું? સાહેબ, રાજાનો મહેલ લજવાય એવા તો અહીં પડદા હતા. દેશદેશાવરથી તો એનાં નાટકો માટે અસબાબ એકઠો થતો હતો. દસ ચિતારા, વીસ સુથારો અને કંઇક કારીગરો અહીં રોજ કામ કરતા. અને સંગીત! એ તો જાણે એણે ગાંધર્વોને જ એકઠા કર્યા હતા. અહો, શી રોનક હતી ત્યારે! જુઓ સાહેબ, પણે જમણે પડખે એક આલિશાન સંગીતશાળા ચાલતી, અને આવી આ બાજુએ સુન્દર ચિત્રશાળા ચાલતી. અને આ બધાંનો સંચાલક ગુર્જર ઓઝો મધગાળાની રંગભૂમિ ઉપર નરસિંહ અને મીરાં, જશમા અને રાણક, એમ કંઇકને સજીવન કરતો હતો.

મુસાફર : એ બધાં લખાણો તો હજી મોજૂદ છે ને?

પગી : એ પડયાં આ ખંડિયેરમાં-પટારાઓમાં; હમણાં આપણે જઇને જોઇશું, ત્યાં ચોપડે બંધાઇને સડે છે. અમારા ગુર્જર ઓઝાનો અભિનય એટલે શું! છોને એ લખાણો ચોપડે સડે! પણ એ ગુર્જરની વાણી તો હજી અમારે મોઢે છે અને એનો રણકાર હજી કાનમાં રમે છે. આ જુઓ, સાહેબ, આ જામખંભાળિયાની પાઘડી, આ ઝૂલતો અંગરખો અને રૂઆબદાર ખેસ નાખી આ આમ ચાલતો અમારો ગુર્જર, મેરૂ ખવાસ બનીને આવતો-એણે જાતે લખેલા નાટક 'મહેરામણ ખવાસ'માં. અરે ચાણક્યનેયે ટપી જાય એવા નવા

પ્રકારની રાજનીતિ અને રાજરમત રંગભૂમિ પર એ બતાવી જતો. એ તો તદ્દન નવો જ પ્રયોગ હતો.

—અને સમજી લ્યો, સાહેબ, કે અહીં ખંડિયેર નથી. ઝગારા મારતું મોઢેરાનું આખું સૂર્યમંદિર એવો એ ખડું કરી દેતો. આબેહૂબ! એક નાટક 'શિલ્પાવતાર;' એમાં એ હીરા સલાટનું કામ કરતો. અને સાહેબ, પડદો ઊઘડતાં જ આમ ચારેબાજુથી સોળ-સોળ ઘોડાઓ થબડક થબડક દોડયા આવતા. અને એમાં એ સૂરજદાદા જેવો શોભતો ઊભો રહેતો; અને પછી દેવ અને દેવી કંઇકને બોલાવી સ્વર્ગ રચી દેતો. અને પછી જે સંગીત ચાલે છે, અને સૂર્યમંદિર બંધાવે છે...આંખો કહ્યું કામ ન કરે. પણ ત્યારપછી એણે એક દિવસ નાટક નાખ્યું: 'મહાકવિ માઘ.' ગુર્જર કવિરત્ન માઘ થઇ એ રંગભૂમિ પર આવતો. માથે ફૂલનો મુગટ, અને રત્નજડિત છે આભૂષણો. અહોહો......ધનના તો ભંડારો ખોલાવી નાખ્યા છે, ઉજ્જેણીપતિને એ વધાવે છે! સાહેબ, કયાં એ રાજા અને કયાં આપણો આ ગુર્જરકવિ! અને પછી છેલ્લા પ્રવેશમાં માઘ-પત્ની પણ ઉજ્જેણી જઇ સવા લાખ સોનામહોરોની ભેટ લઇ, એ પણ ન્યોછાવર કરી પાછી આવી, ત્યારે ભૂખમરાથી મૃત્યુશય્યાએ સૂતા એ બોલે છે:

'દેવી! હોય, ચિંતા કરશો નહિ. કરોડપતિ કવિને પણ, ગરીબોને દાન દેવાની સજા માટે, દેવ ભૂખે સુવાડી મૃત્યુમુખે ધરી દે છે. આ ગુર્જરભોમમાં સુપાત્રે દાન હવે નહિ થાય.' અને પછી તો

માઘપત્ની પતિનું માથું ખોળામાં લેતાં કહે છેઃ 'ખમો ! ખમો ! સાગર જેટલા ઉદાર મારા કવિરાજ, ઇશ્વરની એ સજા પણ ઉદારતાથી ખમી લ્યો. આપની જીભે શાપ ન શોભે.' ત્યારે માઘ અંતિમ વાણી ઉચરે છેઃ 'દેવી, મારો દેશ તનેયે ભૂલશે અને મનેયે ભૂલશે; માઘનાં કાવ્યોનેયે ભૂલશે, માઘનાં દાનનેયે ભૂલશે. કવિનો શાપ પાછો તે કેમ ઠેલાય ? પણ...પણ...ગુર્જરપૂતનું દાન ગુજરાતની બહાર જશે.' પત્ની બોલી : 'તો તો ગુજરાત ભૂખે મરશે.' કવિ બોલ્યા : 'તો માઘની જેમ મરશે, પણ કીર્તિ ચોગમ ફેલાવશે.' અને સાહેબ, એમાં એ ગુર્જર એવો તો ખીલતો કે સૌને ચોધાર આંસુએ રડાવતો.

મુસાફર : એ નાટક લખેલું છે ખરું ?

પગી : આ પટારામાં ક્યાંક પડયું હશે. શું કહું, સાહેબ, અમારો ગુર્જર ભિલ્લકુમાર વનરાજ બનતો, સૂરતનો પ્રખ્યાત ગોપી દીવાન બનતો અને 'સોન કંસારી'માં રા'ખાયત બનતો. અને એમાં એ એની હૃદયમૂર્તિ ગુર્જરીને ઉતારતો.

મુસાફર : ગુર્જરી ? ગુર્જરી તે કોણ ?

પગી : (ધીમેથી) જરા આમ, બાજુમાં આઘા આવી જાઓ. એ આવે અમારો એ રંગભૂમિનો દીપક—ઓઝો ગુર્જર, આ નાટકશાળાનો અનોખો નટરાજ. જરા પડખે આવી જાઓ, પડખે; હં, ને જોયા કરજો, હં.

[ અંદરથી ફરી 'જાગીને જોઉં તો જગત દીસે નહિ'—એ પરભાતિયું સંઘગાન તરીકે ગવાય છે. જમણી બાજુએથી હાથમાં પુજાથાળ તથા ઘીના દીવા સાથે ગુર્જર આવી ખંડિયેરમાં દેખાતા એક નાના ગોખલા પાસે જઇ, ત્યાં દીવો મૂકી, ફૂલ ચડાવી, નમસ્કાર કરી, મૂગો મૂગો ગંભીર વદને અંદર ચાલ્યો જાય છે. દરમિયાન સંઘગાન સંભળાતું જ રહે છે. ]

પગી : (એના ગયા પછી) આપને સબબ જાણવો'તોને કે બડી ફજરમાં હું આપને અહીં કેમ લઇ આવ્યો; તે આ માટે. મારે આ બતાવવુ હતું. સૂરજ ન ઊગે એમ બને; ગુર્જર અટાણે અહીં ન આવે એમ કદી ન બને. ભાંગીતૂટી તોયે આપલી એની મતા છે; નાટકશાળા માટે એટલી એની ભક્તિ છે, મમતા છે.

મુસાફર : પણ એની આ હાલત થવાની હકીકત ન કહી.

પગી : હકીકત ! હા, હકીકતમાં કિસ્મતનો ઘા. કોઇ બીજો ગુર્જર પાકે તો ખુદ ગુર્જરની જિંદગીમાંથી જ એક ભવ્ય નાટક ઊપજાવી શકે એમ છે. ગુર્જરની એક કીર્તિદા હતી. એનું મૂળ નામ તો કોણ જાણે, પણ એને એ ગુર્જરી કહેતો. બંનેનાં મન મળ્યાં હતાં, એકબીજાનાં થઇને એ રહેતાં હતાં અને ગુર્જરીની હૂંફે ગુર્જરની કળા સોળે કળાએ ખીલી હતી. પણ રે ભાવિ ! જ્યારે ગુર્જરે બરાબર રંગ જમાવ્યો હતો, એની અભિનયકળા ઉપર કીર્તિકળશ ચડી રહ્યો હતો, આ રંગભૂમિ સર્વાંગસંપૂર્ણ સમૃદ્ધિને

સાધી રહી હતી, ત્યારે જ ગુર્જરી એકાએક પરલોક ચાલી ગઇ. ગુર્જરની એ પ્રેરણામૂર્તિ ગઇ, અને નાટકશાળાનું પોષણતત્ત્વ ગયું. અને ત્યારપછી ધીમે ધીમે એ નબળી, નિર્જીવ, નિર્માલ્ય બની ગઇ.

મુસાફર : એ ક્યારે બન્યું ?

પગી : એ વાતનેયે વર્ષો વીતી ગયાં, સાહેબ. અત્યારે તો એ બધું યાદ કરતાંયે આંખે પાણી ભરાઈ આવે છે. અને આ રંગભૂમિ સદંતર લોપ પામી ત્યારપછી દરરોજ પરોઢે ગુર્જર અહીં આવે છે, અને મૂગી પૂજા અર્પે છે. અંદર જઇ જે કાંઇ રહ્યુંસહ્યું છે એને કંજૂસની દોલતની જેમ એકીટસે જોઈ રહી, ગુર્જરીને સંભારી, બેચાર આંસુ ઢાળે છે; અને આખો દિવસ કોઇ ગૂઢ સંવેદના ભોગવતો મૂગોમૂગો બેસી રહે છે.

મુસાફર : અને આ ત્રણ ?

પગી : એ એના વફાદાર ગોઠિયા. બીજા બધા તો ધીમે ધીમે એનો સાથ છોડી ચાલ્યા ગયા; અને એ બિચારા કરે પણ શું ? ધંધો જ ભાંગી પડયો ને ! છતાં મહિનાઓ સુધી તો ગુર્જરે બેઠાબેઠ ખવડાવ્યું. એ બધા તો ગયા, પણ આ ત્રણ તો એના ભૂખમરામાં પણ એને વળગી રહ્યા છે. ત્રણે અભિનયમાં એક્કા. એમણે પણ......

મુસાફર : આપણે ત્યારે હવે અંદર જઇએ ? ત્યાં ગુર્જરનો મેળાપ થશે ખરો ?

પગી : પણ એ ભાગ્યે જ વાતો કરશે. હજી આજે પણ એના જખમ તાજા જ છે; ઘા ઊંડા છે. છતાં ચાલો.

ઓહોહો, શી ગુર્જરની બોલબાલા હતી! શી એની રચેલી અલબેલી રંગભૂમિ હતી! જ્યારે જ્યારે હું અહીં આવું છું ત્યારે મારાથી બે આંસુ સાર્યા વિના રહેવાતું નથી. ચાલો.

[બંને ધીમેધીમે ખંડિયેરની અંદર જાય છે, અને અજવાળું વધવા માંડે છે. ઘંટી દળવાનો અવાજ ફરીથી સંભળાવા માંડે છે. પંખીઓનો કલરવ અને મંદિરનો ઘંટારવ સંભળાય છે. અકો, લખો અને નકો ત્રણે ઓઢીને સૂતા છે. એમાંથી અકો સફાળો બેઠો થઇ તરત ઊભો થઇ જાય છે. ઊઠતાં ઊઠતાં લખાને એકાએક બેચાર લપડાક લગાવી દે છે. એણે અંગરખો અને કાઠિયાવાડી પાઘડી પહેરી છે.]

અકો : માળો પકડાણો સે! એ...પકડાણો સે! એલ્યા લખા, એ લખપત! એ લખમીધર! અરે એ લખુડા! ઊઠય, માળો ભારેનો પકડાણો સે! એ ઊઠય!

[લખો ચકરી પાઘડી અને અંગરખા સાથે જ છે. ઊઠતાંની સાથે અકાને ચૂંટી ખણતો ઊભો થાય છે.]

લખો : આઇવો દાવમાં આઇવો! બેટમજી આઇવો છે જો!

અકો : અલ્યા, પણ મેં પકડ્યો સે ને!

લખો : તે મેં કાં હહરીનાને છોડી મૂઇકો છ! આ રહ્યો, જો.

અકો : તઇં મારી સપટીમાં મસળુંસ ઇ નઇ?

લખો : તો જો એ વળી કોઇ બીજો છૂટી આઇવો હહે ! બાકી તો મારા હાથમાં આ જો–એ જો..........

અકો : ઇ તો મારો બેટો માંકડ ! આપણા ત્રયણેનું લોઇ પી આખલા જેવો બની ગ્યો સે ને!

લખો : એઇ, કોણ છે હાજર? સપાઇ ! એ સપાઇ ! આ કમબખ્તને કહાઇખાનામાં લઇ જાઓ !

અકો : અરે, સપઇડા બધા હુવાઇ ગ્યા. આંઈ તો આપણે જ એની ઠાંઠડી ઊંસકી જાવાની રઇ. આ જો, મેં તો એનો મહુળીને કચ્ચરઘાણ કાઢી નાખ્યો સે !

લખો : ઓબ્વે લ્યા ! આ તો મચ્છર બહુ ઊંચી જાતમાંનો લાગેછ !

અકો : અરે મચ્છર નો'ય આ ! આ તો મારી બેટી મચ્છરી ! મચ્છરની પરણેતર ! થોડો જીવ જણાય સે. પાંખો હાલે સે !

લખો : ઓત્તારીની ! એની જાતને ડામ દે ! લાવ લાવ પેલી દાબડીમાં ભરી દઇએ, પછી નિરાંતે હહરીનીને મારી નાખહું.

અકો : એ ના, એ ના ! ઇ નૈ બને ! મારો બેટો તારો માંકડ ને આ મચ્છરી બેઉ નાતરું કરે તો મારી પાડે, બાપલા.

[ દરમ્યાન લખો અંદર જઇને મોટો હથોડો લઈ આવે છે. ]

લખો : કોણ માળો કે'છ કે આપણે બહાદુર નથી ? લાવો,

બંનેને એક હામટા જ ટીપી ઘાલીએ. મારા હહરીના આખી રાત ચટક્યા છ જો !

[ અકો બંનેને નીચે મૂકે છે અને લખો હથોડો ઉગામે છે કે તરત જ નકો સફાળો જાગી જાય છે. એના હાથમાં પૂંછડીએ ઝાલેલો ચૂંચું કરતો ઉંદર છે. ]

નકો : ખબરદાર ! અલ્યા દેખ્યું કે ? જોયું, ચેવું પકડી નોખ્યું સે તે ! આખી રાત કઇડ કઇડ ! ઝંપ વાળીને હેઠે સાસે ઊંઘવા પણ નોં દીધું ! તે હવે સોડું ખરો !

અકો : અલ્યા નકા, સત્યાનાશ !

નકો : અલ્યા, ચ્યમ જે ?

લખો : ચ્યમ હું ? તું ખબરદાર કરતોક આઇવો ને અમારા બે શિકાર હાથમાંથી નાઠા.

અકો : આ એક ગ્યો આ પા; ને બીજો ગ્યો આણી પા.

નકો : અલ્યા તે તમે વોઘઓઘ પકડ્યો’તો કે હું ?

અકો : આ લખાએ પકડ્યો’તો માંકડ—

લખો : ને અકાએ પકડી’તી મચ્છરી !

નકો : મચ્છરી ! દૈ’ જાણે એ તે ચેવુંક જાનવર !

લખો : મચ્છરની બૈરી તે મચ્છરી. વારુ, પણ અલ્યા, આ કોળને તું હું કરવાનો ?

નકો : ઇને મારી નોખીએ.

અકો :
લખો : } અધધધ !...ના, ના, ના, ના !

નકો : ચ્યમ રે, અલ્યા ?

અકો : ઇ તો ભારેનું પાપ ! ઇગા કાંઇ માણહ જાતથી ઉંદર મરાય ? જુવો, આ અકા તરવાડીની વાત માનો. ઓલ્યા પાધર ભેળા થઈ જાવ; ત્યાં ઈને સોડી મૂકો, અને વળતી વારે ઓલા નળ નીસે હનાન કરતા વયા આવો.

નકો : અરે પણ આ ટાઢમાં અમારી કેવી ગત્ય થાય ?

અકો : અવગત્ય નઈ થાય. સદ્‌ગત્યનો મારગ સે, બાપલા ! મેલો દોટ.

[ નકો જાય છે. ]

લખો : યાહોમ કરીને ચલો ફત્તેહ છે આગે.

અકો : ઇ તો ક્યમ કે'વાય ? કદી પીઠે ઘા પણ વાગે.

લખો : અરે, એમ તે હું બાઇલો ! નબળો હોય તે ભાગે.

અકો : માંકડ, મચ્છર ને ઉંદર, ત્રયણેની બીક લાગે !

લખો : યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે !

નકો : ( તરત આવીને ) અરે અમે ભાયડા મોટા; પણ ટાઢ ઘણી રે લાગે !

અકો : અલ્યા એટલામાં ?

નકો : તઇ શું થાય ? આ બે ડગલાં નથી હીંડચો એટલામાં તો ઉંદરડું મારું બેઠું હાથમાંથી સટકી ગ્યું. અને

આપણે નળ પર હાથ ધોઇને પાછા વળ્યા. પણ પોણીએ હાથ ધોતાં તો ભઇ, થઇ ટાઢ! ચઇ ટાઢ! ઓહોહોહો !......હુહુહુહુ !......હુહુહુહુ !.......રે ટાઢ !...હુહુહુહુ...અરે ચોપડો ક્યાં ગયો ચોપડો!

લખો : અકા, હડરીનો આખો પાઠ જ ભૂઇલો લાગે છ! તે હવે ચોપડો હોધવાને ફાંફાં મારેછ જો!

અકો : હત્તારીની! હારી ખાધું?

નકો : ચોપડો, રે ભાઇ, ચોપડો!

[ગુર્જર આવે છે. ઘડીક વાર નકાનાં ખાંખાંખોળાં જુએ છે. પછી—]

ગુર્જર : નકા, સવારના પહોરમાં આ બધું શું? ત્રણે જણાએ પાઘડીઓ પહેરી છે, ને વાઘા પહેર્યા છે. ક્યાં સવારી ઊપડે છે?

નકો : એ હું ભૂલી ગયો, બાપજી, ભૂલી ગયો.

ગુર્જર : પણ શું ભૂલી ગયો?

નકો : કાંઇ નહિ; વાત એમ હતી કે અમે મોડી રાત સુધી જાગતા હતા....

અકો : હં; ને ઊંઘ ન આવવાથી એકલા નાટક કરતા હતા. પછી તો પેલા પટારામાંથી આ કપડાં પહેરી પાઠ ભજવતાં ભજવતાં એ પહેરીને જ ઊંઘી ગયા. સવારની ગુલાબી ઊંઘ આવતી હતી, ત્યાં કાંઇ કરડચું...

લખો : અને અમે જાગી ગયા. અને જાગતાની સાથે જ રાતનું નાટક બાકી હતું ત્યાંથી ચાલુ રાખ્યું.

ગુર્જર : હા, હા, હા, હા! ખરા તમે. કયું નાટક ભજવતા હતા?

નકો : પેલું તમારું લખેલું: 'ઉંદર સાત પૂંછડિયો.' અને ભગવાનનું કરવું એમ કે મેં અરધી ઊંઘમાં એક-પૂંછડિયો ઉંદર પકડ્યો; અને પછી...પછી થોડો પાઠ ભભડી ગયો, અને બાકીનો ભૂલી ગયો; તે ચોપડો શોધતો'તો; ને આ તમે આવ્યા.

ગુર્જર : તમેયે ઠીક છો! પણ ભલા ભાઇ, કપડાં તો બદલીએ ને! આ વગર ધોયેલાં, કેટલાયે દિવસનાં અવાવરૂં કપડાં પહેરી સૂઇ ગયા તે...

અકો : તો તેથી જ તો માંકડમચ્છરે અમારી મહેમાનીએ પધારવા તસ્દી લીધી ને!

નકો : અને એમ કેમ બોલ્યા? અમારી પાસે બદલવાને કપડાં પણ ક્યાં હતા જે? એ તો આ પટારામાં જૂનાં છે તો લાજ રહી છે.

ગુર્જર : ચાલો, ઠીક. તમારે એમાંથી જોઇએ તે વાપરો. અમથાં સડી જાય એનાં કરતાં વાપરો તે શું ખોટું? વારૂ, પણ ઊઠીને મોંઓં ધોયાં કે એમ જ વાદે ચડી ગયા?

અકો : એમ જ; કલમ યાદ આવવા માંડી અને અમે ઠબકારવા માંડયું.

ગુર્જર : ખરા છો તમે! જાવ મોં ધૂઓ. તમે તે કાંઇ સપનામાં જ જીવો છો કે સપનાંજ જુઓ છો? ભાઇઓ, તમે માયા રાખી રહ્યા છો અને મારાથી તો કશું

થતું નથી એ સાલ્યા કરે છે. એનો એ ભૂતકાળ–એની એ યાદ !

અકો : તમે.....તમે ગુર્જરબાપુ, તમે આ શું કહો છો ? તમે હિમ્મત હારશો ? તે દિવસ તો તમે કહેતા હતાને કે જિંદગી તો એક સપનું છે... એમાં ભાતભાતના રંગ પુરાય.

ગુર્જર : પણ જુઓને, હું તો સપનાથીયે અળગો થતો ચાલ્યો. તમે તો આ સપનામાંયે જીવો છો, અને જીવતાં-જાગતાં પણ સપનાં માણો છો.

નકો : અરે, પણ ગુજરબાપુ, એ પ્રતાપ કોના ? તમારા જ ને !

ગુર્જર : નકાભાઇ, તમે મને ચડાવો નહિ. આજે એ ગુર્જર નથી, ગુર્જરની એ રંગભૂમિ નથી, ગુર્જરનું એ સપનું આજે જીવંત રહ્યું નથી. મારે હૈયે તો કંઇક કોડ હતા. રંગભૂમિ ઉપર કંઇક સૃષ્ટિઓ મારે સરજવી હતી, એ ભૂમિ ઉપર અવનવીન દૃષ્ટિબિંદુઓ તારવવાં હતાં; પણ કાળપંખી આવ્યું અને સોણલું ઉડાડી ગયું, અને... અને આ હાડપિંજર મારે માટે રાખી ગયું.

અકો : ગુર્જરબાપુ ! ગુર્જરબાપુ તો કદી હિમ્મત હારે જ નહિ.

ગુર્જર : ધન્ય છે એ બોલનારને. સોણલાં ઊડીયે જાય. ઊડીને પાછાં પણ આવે. આખો સંસાર જ સપના જેવો છેને ! હા, હા, હા ! જાવ, ભાઇઓ, મોં ધોઇ લ્યો. મેં તો પૂજા પણ કરી લીધી.

અકો : હા, ભાઈ હા, આખો સંસાર જ સપના જેવો છે. પણ સપનામાંયે કોકવાર અજબના અણસારા થઈ જાય છે, હોં. પેલું આપણું ગીત છે ને– 'સપનાની માયા' નાટકમાંનું.

લખો : હા, હા, 'લ્યા, ગાઓ તો જોઉં.

અકો : (ગાતાં ગાતાં જાય છે)

સપનું લાધ્યું ને મેં તો દીઠોજી સોનલ તારો જો,
તારલીઓ લેવા બાંધ્યો મેં તરંગનો મિનારો જો.

લખો : એક દી સપનામાં મેં તો દીઠો અનંતકેરો આરો જો,
આરે જાવાને મેં તો બાંધી તારાની પગથારો જો.

બન્ને : સપનું લાધ્યું ને મેં તો દીઠોજી ..

[ત્રણેય ગાતા રહે છે, સંગીત ચાલુ રહે છે. ગુર્જર ખંડેરમાં કંઈ કામે લાગે છે, અને કંઈક વાર રહી ધરા માટીનો ભરેલો ઘડો હાથમાં લઈ પાણી ભરવા જતી, એ જ લયમાં ગાતી નીકળે છે ગુર્જર એને, એ ન જુએ તેમ જોયા કરે છે]

ધરા : સપનાં રચંતાં મેં તો દીઠો સુન્દર વર ન્યારો જો,
દેખીને વધતો'તો હૈયાનો ધબકારો જો.
ત્યારે સપનામાં મને હૈયે ચડી'તી રૂડી હેલી જો,
નાગલિયો આવીને મને મેલી ગયો અકેલી જો.
આકાશકુસુમ એ તો એકી છલંગે ભીડી લાવ્યો જો,
નવલખતારાનો હાર ગૂંથી મને સાહ્યએ પહેરાવ્યો જો.
[ ગાતી ગાતી જાય છે. ]

ગુર્જર : ( આંખો ચોળતો બહાર આવી ) એ કોણ ? અહીં ક્યાંથી ? ગુર્જરી સજીવન થઈ પાછી આવી ?

એ જ રૂપ, એ જ સાદ, એ જ હલક;
એ જ ગૌરવ, એ જ છટા, એ જ માર્દવ!

કે હું સપનામાં જ બોલું છું? કે મારી રચેલી સ્વપ્નજાળમાં હું જ ગુંથાઇ ગયો છું? આજના પરોઢની લહેરકી જ કાંઇ જુદી હતી. ગુર્જરી સજીવન થઇને પાછી આવી! મીઠી મધુરપથી ફોરેલું એ પણ વસંતનું પ્રભાત હતું. સૂરજ ફૂવાની થાળ અજવાળતો હતો. હિંગળોકિયા ઓઢણું ઓઢી ગુર્જરી એની પાળે એવું જ ગીત લલકારતી હતી. કેવડિયાની ફૂણસે ઊગતા સૂરજે ભૂમિને રંગીલી બનાવી હતી, અને ગુર્જરી મારા હૃદયની ભૂમિને રાગરંગીલી કરતી હતી. અને ત્યારપછી તો એ સુંદર સપનપોથીનાં પાનાં આ મારી રંગભૂમિ ઉપર તાદૃશ ચીતરાઇને ઊઘડવા માંડયાં. ફૂવાકેન્દ્રથી કંઇક કેડીઓ ભોમ ભેદતી પથરાતી વિસ્તરતી ચાલી જાય, તેમ અહીંથી, આ રંગભૂમિ ઉપરથી કંઇક ગીતલહરીઓ લોકહૈયાને ભીંજવતી વાયુવિહાર કરતી હતી.

એ જ રૂપ, એ જ સાદ, એ જ હલક;
એ જ ગૌરવ, એ જ છટા, એ જ માર્દવ!

[ એકાએક રંગભૂમિ તરફ આવેશથી જોઈ જરા ધસી– ]

ગુર્જરી! ગુર્જરી! આટલો સુન્દર સાથ આપી ક્યાં જતી રહી? મને એકલવાયો મૂકી ક્યાં જતી રહી? ગુર્જરી! ગુર્જરી!

[ ખંડિયેરની ઉપરની નાની બારીમાં એક મોં ડોકાતું દેખાય છે અને ગાય છે. સુન્દર, શણગારેલું, માથે હિંગળોકિયા ઓઢણું છે. એ દેખાય તે સાથે સંગીત શરૂ થઈ જાય છે. ગુર્જર એ જોઈ, સાંભળી રહે છે. ગુર્જરની આંખે દેખાતો એ મૃત ગુર્જરીનો આભાસ માત્ર જ છે. ]

ગુર્જરીનો આભાસ : સપનાં ગૂંથતાં મને સોનાની સેર એક લાધી જો,
ગૂંથીને અંબોડલો, મેં સેંથે એ બાંધી જો.

[ દેખાતું મોં અલોપ થઈ જાય છે. સંગીત ચાલુ રહે છે. ઢોલકની થાપ પૂર જોરમાં સંભળાય છે. ગુર્જર આમતેમ જોયા કરે છે. કંઈક રહીને ખંડિયેરના દરવાજામાં એ જ આભાસમૂર્તિ પાછી જણાય છે. એ બરાબર ગુર્જરની સામે જોઈ ગાય છે. ચાલુ સંગીતે ગુર્જર બેચાર વાર 'ગુર્જરી, ગુર્જરી' બોલ્યા કરે છે. ]

ગુર્જર : ગુર્જરી ! ગુર્જરી !

ગુર્જરીનો આભાસ : આજ રે સપનામાં મેં તો ડોલર ડોલંતો દીઠો જો,
મઘમઘતો મહેકંતો એ લાગ્યો મને મીઠો જો.

[ આભાસ ત્યાંથી બહાર નીકળે છે, આવીને ગુર્જરની આસપાસ ફરે છે. દરમ્યાન સંગીત ચાલુ રહે છે; પછી ગાય છે. ]

સપનાં સાચાં છે એવું આવી સલૂણે મને કીધું જો,
સંગ સંચરતાં મોંઘેરું દાન મને દીધું જો.

[બાજુના ચોતરા પાસે જઇ ત્યાં ફેરા ફરતી–]

સપનાનો સાર મેં તો પૂછ્યો પ્રભુને પરભારો જો,
સાગરના ઘોર જેવો કીધો રે ગૂઢ અણુસારો જો.

[ગાતી ગાતી અલોપ થઈ જાય છે.]

ગુર્જર : ગુર્જરી ! ગુર્જરી ! ક્યાં ગઇ? શી સપનાની મોહની !

એ રૂપ, એ સાદ, એ હલક;
એ ગૌરવ, એ છટા, એ માર્દવ !

રંગભૂમિની અનેક સ્મૃતિઓ સળકે છે. ગુર્જરી ! ગુર્જરી ! (ફરી એકાએક આવેશમાં ધસી–) આ અહીંથી ગુર્જરી, કાકુ મારવાડીની દીકરી બની, પેટીમાંથી હીરાજડિત કાંસકી કાઢતી; અને હું વનરાજ બનતો ત્યારે કેટલા ગૌરવથી એ શ્રીદેવી થઇ મને ચાંલ્લો કરવા આવતી ! ગુર્જરી ! ગુર્જરી !

અલોપ ? કેવી માયાવી જાળ ! કેવી રોમાંચક સૃષ્ટિ ! અલોપ ? વર્ષો પહેલાં કાળસાગરમાં તું એમ જ અલોપ થઇ ગઇ હતી. ગુર્જરી ! ગુર્જરી ! મારા જીવતરનું સપનું ! મારી રંગભૂમિની તેજદીપિકા ! મારા હૃદયની દેવી !

આ અહીં તું આશા ભીલની તેજાં થઇને આવતી. આ અહીં જશમા, ગોપી, નૂરજહાં, મીરાં થઇને પ્રવેશતી. કયા પાત્રને તેં બિરદાવ્યું નથી ? હા, સૌથી સુંદર તો તું ઉર્વશી બની. માલતીમંડપ નીચે જલધરસમી, જલકણિકાના રંગનું વસ્ત્ર પરિધાન કરી, મદભરી, મલપતી, સહેજ મલકાતી આવતી,

અને હું તને પકડવા દોડતો. તું ઊડી જતી. તેમ તું હમણાં માયાજાળ ઊભી કરી આવી; આવી અને અલોપ થઇ ગઇ! ગુર્જરી ઊડી ગઇ!

ગઇ ગગનગોદમાં, ઉરવસેલ તું ઉર્વશી,
થઇ વીજળી તું રહી, હૃદય ભસ્મ મારું કરી?
કયહીં? કયહીં કહે ગઇ, લલિતમૂર્તિ લાવણ્યની,
અલોપ થઇ ક્યાં ગઇ, તજી મને અટૂલો અહીં?

કોને પૂછું?

બ્રહ્માતણા કમલગર્ભમહીં વિરાજે,
કે તું વળી બની ઉષા નભમાંહી લાજે?

એ શું? હિમાદ્રિનું શિખર? કે મનેજ ભ્રમ થયો છે?

દીઠી તમે, ધવલશૃંગ હિમાદ્રિકેરાં?
કે—
તમે દીઠી? તમે દીઠી? ગુર્જરી ગુણવંતીને?
કહો દીઠી? તમે દીઠી? મધુરી મદિરાક્ષીને?

[ એટલામાં અકો ને નકો પ્રવેશ કરે છે. ]

બન્ને : અમે દીઠી, અમે દીઠી, અનેરી રસદેવડી,
છટા એ રૂપ લાવણ્ય, નકી એ ગુર્જરી વડી!

ગુર્જર : શું કહ્યું?

નકો : એ રૂપ, એ સાદ, એ હલક,

ગુર્જર : એ ગૌરવ, એ છટા, એ માર્દવ.

અકો : એ જ! એ જ! ગુર્જરગુરૂ, એનું નામ ધરા. આબેહૂબ ગુર્જરીની જોડ. એવું જ મોં, એવો જ સાફો, એવી જ ચાલ!

નકો : અક્ષય કુંભારની દત્તકકન્યા ધરા.

ગુર્જર : અક્ષય કુંભારની દત્તકકન્યા ધરા?

નકો : ગામની ધર્મશાળામાં બાપદીકરી ઊતર્યાં છે. વૃદ્ધ પિતા જાત્રાએ જવા નીકળ્યા છે.

ગુર્જર : અક્ષયદાસ કુંભારને તો હું ઓળખું છું. એ જાત્રાએ જવા નીકળ્યા છે?

અકો : જી, બાપુ, બધી પૂછપરછ કરી આ અમે દોડયા દોડયા કહેવા આવ્યા. એ તંઇ વાવડી પર પાણી ભરે. લખો હજી ત્યાં જ છે; એ વાતો કરતો ઊભો.

ગુર્જર : મારાં સંસ્મરણો સળકે છે. મારો અંતરાત્મા જાગ્રત થયો છે. એ રૂપ, એ સાદ, એ હલક, એ ગૌરવ, એ છટા, એ માર્દવ! અંધારામાં અચાનક વીજળીની રેખા ઝબૂકે એમ એ ઝબકીને ચાલી ગઇ.

નકો : ના, ના, ગુરુ, હમણાં એ અહીંથી જ પાછી જશે.

ગુર્જર : રોજરોજની મારી પ્રાર્થના સફળ થઇ લાગે છે. આજે રંગભૂમિની દીપિકા લાધી. જાઓ, તમે એને અહીં બોલાવી લાવો. જાઓ, જાઓ, ફૂલોની ચાદર પાથરવી પડે તો પાથરજો, મેઘધનુષ્યની રેખાએ ગૂંથ્યો માર્ગ બનાવવો પડે તો બનાવજો, શ્વેત વાદળની જાજમ બિછાવવી પડે તો બિછાવજો; કહેજો કે ઓઝા ગુર્જરનાં નિમંત્રણ છે!

[ બન્ને જવા માંડે છે. ]

લખો : (એકાએક આવી) ગજબ થયો, બાપજી, ગજબ થયો! ધરામાં મને મંગળમૂર્તિ ગુર્જરીદેવીની છાયા જણાતાં હું વાતે વળગ્યો હતો ત્યાં તો ભોમપતિ

ભૂપસિંહનો કોટવાળ, સાત પટાવતો સાથે વાવડી થાળે ચડી આવ્યો; અને જોતજોતાંમાં ધરાને મોંએ ડૂચો મારી, ઊંચકી નાઠો !

ગુર્જર : રાજ્યનો કોટવાળ ? અધમ ! નરાધમ !

લખો : હું હથિયાર વિનાયે ધિંગાણે તો ચડયો, પણ એ બધા મને ગડદાપાટુ મારીને નાઠા; અને હું ખબર કરવા આ બાજુ હીંડયો આવ્યો.

ગુર્જર : ભૂપસિંહ ! ધરતીનો ધણી, રૈયતનો માબાપ, નિરાધારનો આશરો ! ભૂપસિંહરાણાએ હવે માઝા મૂકવા માંડી છે. ધરાને ભૂપસિંહ લઇ ગયો, એમ ? ભોમના હાકેમની આવી દુર્મતિ ?

લખો : બાપજી, ભોમનો કયો હાકેમ આવી દુર્મતિથી બચેલો છે ?

[પગી અને મુસાફર ધીમે ધીમે અંદરથી બહાર આવતા દેખાય છે.]

ગુર્જર : ધરા ! ધરા ! અત્યારે સામે થાઉં તો રાજવી આ રહીસહી રંગભૂમિને ઉચ્છેદી નાખશે. ફરી પૂરી બંધાવા પણ નહિ દે. શું કરું ? રાજ્યના હાકેમની આવી બદદાનત ! ધરા ! ધરાગુર્જરી ! તારી આ હાલત !

પગી : (આગળ આવી) ઓઝા ગુર્જર, ચિંતા કરો મા. રાજ્યનો વફાદાર નોકર છું; પણ કયાં સુધી ? રાજવી રાજપદને શોભે એવી રીતે ચાલે ત્યાં સુધી. તમારી રંગભૂમિને આંચ આવવા નહિ દઉં. અને ધરાને અહીં લાવવામાં મારું બનતું કરું, તો જ હું સાચો પગી.

અકો : કોણ પગી બોલે છે ?

પગી : પગી બોલે છે. રાજલૂણ ખાઉં છું, પણ અંતે તો એ લોકલૂણ છે ને ? મેંયે ઓઝા ગુર્જરની જાહોજહાલી દીઠી છે, એની રોનક પિછાની છે, એના અભિનયની અસર પરમાણી છે.

લખો : પણ પગી, તમે એકલા શું કરશો ?

પગી : મારાથી થશે તે હું કરીશ. ગુર્જર પોતાની રંગભૂમિ સજીવન કરવા તૈયાર થાય તે ટાણે કોણ અભાગી મદદ નહિ કરે ? અરે, ગુર્જર તો રંગભૂમિનો નાયક નહિ, લોકહૈયાંનો વિનાયક થવા સર્જાયો છે. ગુર્જર ! ગુર્જર ! આભની પાર શું જુઓ છો ?

ગુર્જર : વિખરાઇ ગયેલી સ્વપ્નસૃષ્ટિનાં ખંડેરો નિહાળું છું.

પગી : ના, ના, ખંડેરો તો આ આંહીં પડયાં છે. અને સ્વપ્નાં કરતાંયે બળવત્તર ભાવનાના ભંડાર આ તમારા હૈયામાં ભર્યા છે. એને વ્યવસ્થિત કરો, સંકેલી રૂઢ કરો, પ્રજાજનને આગળ દોરો. પ્રજામાનસનો ઘડવૈયો ઓઝો માગશે તો રાજ્યની શી તાકાત છે કે તે આડે આવે ?

અકો :<br>લખો :<br>નકો : } વાહ, વાહ, પગી ! શાબાશ, શાબાશ.

ગુર્જર : આવો, પગી, આવો, ભેટો. તમે રાજ્યદૂત નથી, દેવદૂત છો.

[ભેટે છે.]

પડદો પડે છે.

## પ્રવેશ ૨ જો

[પહેલા પ્રવેશ પછી જે પડદો પડે તે પડદા ઉપર બે મોટી કુંડળી ચીતરેલી હોય. એક જન્મની, બીજી ચલિતની. ખૂણામાં નવમાંશ, હોરા વગેરે ચીતરેલાં હોય.]

પગી : આ અમારા રાજાજીનો જ્યોતિષખંડ. આ રાજમહેલમાં એવા તો જાતજાતના ખંડ બનાવ્યા છે. આ ખાસ જ્યોતિષ માટે રાખવામાં આવ્યો છે.

મુસાફર : તમારા રાજાજીને જ્યોતિષમાં શ્રદ્ધા છે ખરી ?

પગી : અરે સાહેબ, વાત ન પૂછો. શ્રદ્ધા તો એવી કે અહીં દશ જ્યોતિષીઓ રોજ કામ કરે છે. એમની કેટકેટલી તો અહીં કુંડળીઓ પડી હશે. અરે એમની તો શું પણ એમનાં પગરખાં સીવવા અપાય તેનો પણ સમય નોંધીને તેની જન્મોતરી બનાવવામાં આવે છે.

મુસાફર : અને ફાટી જાય તો ?

પગી : શું ? પગરખાં કે જન્મોતરી ?

મુસાફર : પગરખાં જ તો !

પગી : તો નવાં પગરખાંની નવી કુંડળી. એવાં તો કેટલીય જોડ પગરખાં હશે. કોઈ વાર તો સાહેબ, કુંડળી ફાટી જાય છે, પણ પગરખાં પહેરવામાં આવતાં નથી એટલે તે ફાટતાં નથી. અને એકવાર, સાહેબ, અમારા પંચરાશિ જ્યોતિષ પંડિતે તો એક જન્મોતરી બનાવી; ને એ જન્મોતરીની પણ જન્મોતરી બનાવી હતી !

મુસાફર : ચાલો, ચાલો. મને તમારા રાજમહેલના આ ભાગમાં કાંઇ રસ પડતો નથી. બીજા ખંડમાં ચાલો.

પગી : જેવી તમારી મરજી; પણ જો ભોગજોગે જ્યોતિષીઓ અહીં એકઠા થઇ ગયા, અને ગ્રહોની ચાલબાજીમાં આડાઅવળા અડફેટે ચડી ગયા તો તો ભારેની ગમ્મત જામે છે, હોં ! લ્યો, આ ત્રિરાશિજી તો પધાર્યા. એમના ટીપણામાંથી નજર સરખી બહાર કાઢે તો એમના સસરાજીના સોગંદ.

મુસાફર : ભારે પંડિત લાગે છે.

પગી : સકળ ગ્રહમંડળનો આધાર જ એમની આંગળીને ટેરવે છે, સાહેબ.

[ત્રિરાશી પ્રવેશ કરે છે. હાથમાં લાંબી, ઘસડાતી કુંડળી છે. પગી અને મુસાફર નમસ્કાર કરે છે; પણ ત્રિરાશિજી જરા પણ ધ્યાનભ્રષ્ટ થતા નથી.]

પગી : જય જય, દેવ, નમસ્કાર !

મુસાફર : નમસ્કાર !

પગી : ઊંહું ! બસ. એમને ખલેલ કરવામાં જ સાર નથી.

શિવનું ત્રીજું નેત્ર, અને એમની રોજિંદી જીભ! ચાલો, ચાલો.

ત્રિરાશિ : (જરા મોટેથી) મીનનો મંગળ, કુંભનો શનિ, ધનનો રવિ, રાહુની દૃષ્ટિ, વ્યતિપાતમાં વલોપાત અને આકાશમાં ઉલ્કા–આ–આ–પાત. અહહ...શિવ! શિવ! શિવ! શિવ! શિવ!

[પંચરાશિ પ્રવેશ કરે છે.]

પંચરાશિ : અરે ત્રિરાશિજી, ઓ ત્રિરાશિજી! શાની ગણતરીમાં ઊંડા ઊતરી ગયા છો?

ત્રિરાશિ : ઓમ્ શિવાય નમઃ! ઓમ્ શિવાય નમઃ!

પંચરાશિ : પણ છે શું? આટલું બધું ધૂણવાનું કારણ શું છે, ત્રિરાશિજી?

ત્રિરાશિ : (ગંભીરપણે) શાન્તમ્ પાપમ્! અશુભ છે, ઘણું અશુભ છે.

પંચરાશિ : અરેરે, તો હવે મારે સ્નાન કરવું પડશે. ઠીક, વારુ, કહો તો ખરા કોણ સ્વધામ પહોંચી ગયું?

ત્રિરાશિ : ભૂદેવ, રાહુના ઘરમાં ગુરુ પહોંચી ગયો.

પંચરાશિ : ઓ...એમ! તો થઇ શું ગયું?

ત્રિરાશિ : અશુભ યોગ થઇ ગયો. કારકયોગ થઇ ગયો. માર્કેશયોગ થઇ ગયો. વળી સાથે રાહુના ઘરમાં શુક્રે પ્રવેશ કર્યો.

પંચરાશિ : અરે, એમાં તે શાના આટલા ગભરાઇ ગયા છો? જુઓ મહોદય, પૂર્વે બુધના ઘરમાં ચન્દ્ર છાનામાના પ્રવેશ કર્યો હતો. કોઇના ઘરમાં કોઇ પ્રવેશ કરે એ પરાપૂર્વની રીતિ તો ચાલી જ આવે છે.

આ જુઓને, આપણે પણ રાજાના મહેલમાં જ પ્રવેશ કર્યો છે ને!

ત્રિરાશિ : પણ આ તો રાહુના ઘરમાં શુક્ર... રાહુના ઘરમાં શુક્રે પ્રવેશ કર્યો છે.

પંચરાશિ : ચાલો એ પણ ઠીક. બિચારા રાહુનું ઘર હવે પાવન થયું. રાહુને કોઈ સારી દેખાવડી કન્યા મળશે.

ત્રિરાશિ : (પડદા ઉપરની કુંડળી બતાવી) અરે, પણ આ અહીં જુઓ! આ જાણે કે રાહુનું ઘર...

પંચરાશિ : પણ આ બધું છે શું? એ કોની કુંડળી છે તે તો કહો!

ત્રિરાશિ : એ તો આપણા કુંવરસાહેબની કુંડળી છે. એના ગ્રહો જોઇ યોગાયોગ તપાસી મુહૂર્ત કાઢવાનું છે. મહારાજ પધારશે ત્યારે તરત મુહૂર્ત શોધી આપવું પડશે.

પંચરાશિ : ઓ...એમ! હું તો આ બીજી કુંડળીઓ લેતો આવ્યો હતો. મારે જોવી હતી. પણ હવે...

ત્રિરાશિ : અરે પણ આપણને અહીં વેતન શાનું મળે છે-રાજકુટુંબની કુંડળીઓ જોવાનું કે ગામલોકોની? તમે પણ ઠીક છો તો! લ્યો, બેસી જાવ, અને કરો ગણિત.

પંચરાશિ : અરે, પણ શાનું મુહૂર્ત જોવાનું છે? વિવાહનું, લગ્નનું, મુંડમુંડામણનું કે શ્રાદ્ધનું?

ત્રિરાશિ : અરે, એ કહેવું તો હું ભૂલી જ ગયો! કુંવરના જનોઇનું મુહૂર્ત લેવાનું છે; અને એ માટે હમણાં જ મહારાજ જાતે અહીં પધારશે.

પંચરાશિ : ઓ ..એમ ! (લાકડી રાશિચક્રમાં ફેરવતાં) અરે વાહ, ભાઇ ! આ તો જબરો યોગ !

ત્રિરાશિ : કયો યોગ ?

પંચરાશિ : અષ્ટાદશકન્યાયોગ, એટલે કે અઢાર કન્યાનો યોગ.

ત્રિરાશિ : એમ ? રાજકુંવરને અઢાર કન્યા મળશે ? અને તે કેવી મળશે ?

પંચરાશિ : ચંદ્ર જેવી સ્વરૂપવાન, બુધ જેવી બુદ્ધિશાળી, શુક્ર જેવી કાણી.

ત્રિરાશિ : શાન્તમ્ પાપમ્ ! શાન્તમ્ પાપમ્ ! ગ્રહોનો પણ પરિહાસ કરો છો ? શુક્ર જેવી કલા કુશળ !

પંચરાશિ : ત્રિરાશિજી, એ વાત સાચી. દેહભાગે કાણી, પણ કલાજ્ઞાને કુશળ.

[અંદરથી 'નિગાહ રખો મહેરબાન' ઇત્યાદિ લાંબી છડી પોકારાય છે. રાજા સિંહરથમાં, સાથે કુરકુરકુંવર બિલ્લીરથમાં આવે છે. સાથે એક અફીણી ઘેનની ગોળીઓ ખવડાવતો અને ખાતો ચાલે છે. ]

ત્રિરાશિ :
પંચરાશિ : } મહારાજાધિરાજ ભૂપસિંહને ઘણી ખમ્મા !

ભૂપસિંહ : હેં ! અટાણે તારે તમે કેટલે આવ્યા ?

ત્રિરાશિ : મહારાજ, એ મુહૂર્તની ગણતરીમાં જ છીએ. કુરકુરકુંવરનો જનોઇયોગ...

ભૂપસિંહ : અરે સું બોલ્યા ! જનોઇયોગ ? અરે હવે ઇ

દોરા બાંધવાનું જાવા દ્યો ને! મેં મારો વિચાર જરા બદલ્યો છે.

પંચરાશિ : હા, બાપુ; ત્યારે કુંવરને જનોઇ નથી દેવું?

ભૂપસિંહ : અરે હવે જનોઇ દીધું જાસે! હમણાં તો મારો વચાર એમ સે કે આપણે કુરકુરકુંવરનો સ્વયંવર જ કરી નાખીએ.

પંચરાશિ : હા....આ, બાપુ.

ભૂપસિંહ : અને કોકે મને કહ્યું કે બૈરી દેસી ખોટી; થોડું પરદેસી લોઇ હોય તો સારું. આ ઇ હિસાબે મેં તો ઓલ્યા અલાસ્ટ્રીઆ તરફ નજર માંડી સે. કે'સે કે એની ચામડી પણ જરા રૂપાળી સુંવાળી આવે સે. આ ઇ ઠીક પડસે.

ત્રિરાશિ : ખમ્મા બાપુ! અપરાધ ક્ષમા કરો, બાપુ, પણ સ્વયંવર તો કન્યા કરે. આ તો આપણા કુંવર છે.

ભૂપસિંહ : અરે, તો આપણે ત્યાં કુંવર કરસે. એમાં ક્યાં આપણે કોઇના બંધાયલા સીએ કે ચંત્યા? દેસ-દેસાંતરથી કુરકુરિયાં ગલોલિયાં બોલાવી મગાવસું કે બેડો પાર. મને તો અલાસ્ટ્રીઆની વહુ સારી લાગે સે. પછી તો જોઇએ. કોકને તંઇ મોકલવો તો પડસે જ ને!

ત્રિરાશિ : હા, બાપુ, તે આપણે પહેલાં જનોઇ તો આરોપી લઇએ. આ મુહૂર્ત પણ લગભગ નીકળી જ ચૂકયું છે.

પંચરાશિ : હા, મહારાજ, અમે એ જ ગણિત કરી રહ્યા

છીએ અને આપ પધાર્યા. સંજોગ તો એવા છે કે ત્રણ ત્રણ મુહૂર્ત સાથે નીકળે છે.

ભૂપસિંહ : તો કુંવરનાં ધનભાયગ છે નાં!

પંચરાશિ : એક સુવર્ણજનોઈનો યોગ છે, એક ચાંદીના જનોઈનો યોગ છે, અને ત્રીજો સૂતરના જનોઈનો યોગ છે. આપણે કયું જનોઈ આપવું?

ભૂપસિંહ : અરે ઘેલા થાવ મા; આપણને તે ચાંદીસૂતર સોભે? આપણે ત્યાં કયાં બીજાઓ પેડમ પાંચપચીસ કુરકુરકુંવર છે? આ તો એક સે, તો સોનાનું જનોઈ જ થાવા ઘો.

ત્રિરાશિ : (ફૂટપટ્ટી લઈને માપતાં) રત્નજડિત કરીએ તોયે કાંઈ વાંધો નથી.

પંચરાશિ : (ગ્રહમંડળનો નકશો તપાસી) મહારાજ, મમ્મટના મતે, વાગ્ભટ્ટની સંમતે અને ધમ્મપદના ગણિતે શાસ્ત્રો આ પ્રમાણે કહે છે.........[વાંચે છે.]

ગુરુ એઠો કરે દૃષ્ટિ, અન્યના ઘરમાં ઘૂસી;
લગ્નમાં શુક્ર છે સારો, અંતરે ઊપજે ખુશી.
અને સામે શનિરાજા, બાંધે છે રાહુને કસી,
શત્રુઓ ત્યાં ભલે આવે, આવે તો જાય ત્યાં ફસી.
પંચમે રવિવારે ત્યાં કૃષ્ણપક્ષે શુભાશુભ;
અમાસે વ્યતિપાતે ચ બીજો યોગ નહિ, ભૂપ!

ત્રિરાશિ : તાળો મળી રહ્યો.

પંચરાશિ : અમારા મુહૂર્તમાં ઘડીપળનો ભેદ નહિ. ઉજ્જયિનીના સમય સાથે અમારા સમયનું સામ્ય છે, મહારાજ!

ભૂપસિંહ : તો અલ્યા, વગડાવો વાજાં; અને કરો કંકુનાં; ને દીવાનજીને કહી દો કે રાજ્યમાં કંકોતરીઓ કાઢે. કુરકુરકુમારને જનોઇ દેવાનું સે.

ત્રિરાશિ : } ઓમ્ શાંતિઃ! શાંતિઃ! શાંતિઃ!
પંચરાશિ: } મહારાજા ભૂપસિંહનો જય!

ભૂપસિંહ : અટાણે ત્યારે આ પીંડાળાં વીંટી દો. અને સપાઇ! ઓલ્યા પગીને કે' કે પેલાં નવાં રાણીબાને આંહીં મોકલે.

ત્રિરાશિ : અમને જવાની આજ્ઞા છે, મહારાજ?

પંચરાશિ : નવાં રાણીબાની કુંડળી જોવી હોય તો, બાપુ, સેવક તૈયાર છે.

ભૂપસિંહ : ના, તમે હમણાં જાવ, અને બધી તૈયારી કરો; જાવ.

ત્રિરાશિ : જેવી આજ્ઞા, મહારાજ!

[બન્ને જાય છે.]

ભૂપસિંહ : (કુંડળી જોઇ) હી, હી, હી, હી, હી! માળા જોસી જબરા સે! આ આંહીં વીંસુડાનું ઘર બનાવ્યું સે; અને આંહીં આડો મગરો હુવાડ્યો સે. અને આંહીં આખલો પાડ્યો સે; ને આંહીં વાણિયો વજન જોખે સે. હા-આ-આ-ને, આ તો કેસરી ઊભો સે. અલ્યા, આંહીં દગો તો નથી ને? માળો સિંહડો તો કૂતરાને ભરખી ખાય. એઇ! એઇ!

સિપાઇ : જી!

ભૂપસિંહ : એ આ ફાડી નાખ ! ટપકો ફાડી નાખ ! માળા જોસીડઃ દગો કરી કુંવરનો જીવ તો નહીં લ્યે ને ! હાથીને પગે ન કરું તો મારું નામ ભૂપસિંહ નહીં.

[ભૂપસિંહ ઊંઘમાં પડે છે અને સિપાઈ એને ખેંચી જાય છે. પાછળ કુરકુરકુમાર પણ ખેંચાય છે. થોડીવારે દાસી વહાલકી પ્રવેશ કરે છે.]

વહાલકી : ઓય મા ! આંહીં તો બાપુયે નથી અને ઓલ્યા જોષીયે નથી. ધરાબાએ મને અહીં ભાળ કાઢવા મોકલી; પણ કોઈનો પત્તો જ નથી ને ! આવડા મોટા રાજમહેલમાં તે હું બાપુને ક્યાં શોધું ?

પગી : (દાખલ થતાં) વહાલકી !

વહાલકી : કોણ, બાપા ? તમે અટાણે આંહીં ક્યાંથી ?

પગી : જો, મેં જ તને અહીં બોલાવવા કહી મોકલ્યું હતું. બાપુ તો ઘેનમાં પડ્યા છે. ધરાબા ક્યાં છે ?

વહાલકી : ધરાબા હમણાં જ સ્નાન કરવા પધાર્યાં છે.

પગી : ઠીક, તો જરા પડખે નજર કરી લે તો, કોઇ છે ?

[વહાલકી જાય છે. બીજી બાજુ જોઇ તરત પાછી આવે છે.]

વહાલકી : બાપા, કોઇ નથી.

પગી : તો જો, વહાલકી, વાત જરા વિકટ છે, ને હોંશિયારીથી પાર પાડવાની છે. ઓઝો ગુર્જર પહેલાંની જેમ પાછો જાગ્રત થઇ ગયો છે. ધરાબાનાં દર્શને એનો અંતરાત્મા એકાએક જાગી ગયો છે. અને નાટકશાળાની જૂની રોનક પાછી થોડી થોડી જામવાની હોય એમ જણાય છે.

વહાલકી : મને ખબર છે, બાપુ. તમે એ વાતો કરો છો, પણ ધરાબાને ગુર્જર વિના બીજું રટણે પણ કોણ ચડે છે?

પગી : ધરાબા ગુર્જરને ઓળખે છે ?

વહાલકી : ઓળખે નહીં ? એની કીરતિ હાંભળીને તો એ પાણી ભરવાને બહાને ચોતરે ગયાં'તાં. અને પાછાં વળતાં ઓઝા હંગાથે ઓળખાણ પાડવા વચારતાં'તાં, પણ આપણો આવો ભૂંડો કોટવાળ, એણે ભારે જુલમ કર્યો; ને આંહીં રાક્ષસને પિંજરે લાવીને પૂર્યાં.

પગી : દી' વાંકો. બંનેનો દી' વાંકો, દીકરી ! પણ એ પહેલાં ધરાબા ઓઝાને નહોતાં ઓળખતાં ?

વહાલકી : એમ કેમ બોલો છો, બાપુ? નાનપણમાં એમણે નાટક તો જોયેલાં તો ! અને પછી વાતો હાંભળી હાંભળી દિલ બાકળું તો બન્યું'તું જ.

પગી : તું ભલી બાની વાત જાણતી લાગે છે !

વહાલકી : ચાકરી કરું છું કે મશ્કરી ? બાની મારા પર રહેમ બહુ. પેટ ખોલી બધી વાત કરે. નહીં તો વળી દાસીમાણસ પર આટલો વિશવા કોણ કરે ?

પગી : દીકરી, એટલી વળી ભગવાનની કૃપા. જો, મેંયે ઓઝાની જાહોજલાલી જોઇ છે. એનાં નાટકો જોઈ જોઇને બે અક્ષર શીખ્યો છું, ગુજરાતનું ગૌરવ પ્રમાણ્યું છે, દુનિયાનું ડહાપણ મેળવ્યું છે, જીવતરને આનંદરસમાં ઝબોળ્યું છે ને ઘડપણને આઘે ઠેલ્યું છે. દીકરી, ઓઝો ગુર્જર એટલે શું ?

સારાયે લોકમાં એ એક ચકરાવે રાજ કરતો. પંચ ભેગું થાય તો ઓઝાને ચોતરે લોક ગૂંચ ઉકેલવા જતાં, અને રોષ થાળે પાડતાં. કંઈક દુખિયાને એવો એ એકલો દિલાસો આપતો, જંજાળીને વહેવારુ સલાહ આપતો, નાટકશાળા ચલાવતાં દુનિયાની નિશાળનું એ શિક્ષણ આપતો. ઓહોહો...ઓઝો ગુર્જર એટલે શું !

વહાલકી : પણ બાપુ, એની આ દશા કરવામાં આપણા કોટવાળનોયે હિસ્સો ખરોને !

પગી : ખરોસ્તો ! મને ચીડ તો એવી ચડે છે કે એનું કાસળ કાઢી નાખું ! પણ માળો ભારે પાકો છે. મુલકભરમાં ઓઝાની કીર્તિ વિસ્તરી, અને બહાર પણ ઝગારા મારવા લાગી; એટલે ઈરિખાની કણી કોટવાળની આંખે ખૂંચી.

વહાલકી : હં—અ !

પગી : તે આવી સુંદર નાટકશાળાને સરકારી દફતરે બાંધવા માંડી. શોયે રંજાડ જારી થયો, કનડગતો શરૂ થઈ; પણ ઓઝો તો મરદ ! એમ તો એણે નમતું ન જોખ્યું. પણ એની કીર્તિદા ગુર્જરી એકાએક ગુજરી ગઈ અને ઓઝા ગુર્જરનું હૈયું ભાંગતી ગઈ. અને બસ થઈ રહ્યું; ઓઝાના દિલના ટુકડા સંધાયા નહીં પછી.

વહાલકી : પણ હમણાં ગુર્જર તો જાગતા જાય છે એમ તમે કો' છો ને !

પગી : તે ખરી વાત છે. આપણા ધરાબામાં એણે દેવગત ગુર્જરીનું સ્વરૂપ જોયું, અને એનો કસબી મનખો

જાગી ગયો. એને રંગભૂમિની અસલી રૈનક પાછી લાવવાની લહે લાગી, પણ એટલામાં વળી પાછો કોટવાળે કરડો કોરડો મારી લીધો.

વહાલકી : તે હવે કાંઇ માગ તો કાઢવો જોયેને !

પગી : તે કાઢવા તો મેં તને બોલાવી છે. સારું છે કે તું ધરાબાની વિશ્વાસુ દાસી થઇ બેઠી છે એટલે ઠીક ફાવશે. જો, ગુર્જરની હજી તો આ પારોરામાં પહેલી પૂણી. હજી તો એને રુદ્રમાળ આખો ઊભો કરી બતાવવો છે, મોઢેરાના સૂર્યમંદિરની જાહોજલાલી રજૂ કરવી છે, ડભોઇને દર્ભાવતી બનાવવું છે, બાદશાહ શાહજહાંએ એમની દીકરી જહાંઆરાને તે વખતના માતબર શહેર સૂરતની આમદાની ફક્ત પાન ખાવા પેટે ભેટ લખી આપી, એવા એવા અમીરી કિસ્સા રજૂ કરવા છે; પણ...

વહાલકી : પણ શું, બાપુ ?

પગી : કાળમુખો કોટવાળ છે ને ! તે રાજાને ભંભેરે છે, અને સઘળી સત્તા હાથ કરી બેઠો છે.

વહાલકી : અરે ધરાબા અને ગુર્જર બેનાં મન એક થયાં હશે તો આખી દુનિયા જખ મારે છે.

પગી : શાબાશ, મારી દીકરી, શાબાશ ! મને તારી શક્તિમાં પૂરેપૂરો વિશ્વાસ છે. ગુર્જર માટે મને અદકેરું માન છે. અને મેં ગુર્જર અને ધરાબાની મુલાકાત કરાવવાનું વચન પણ આપી દીધું છે.

વહાલકી : તમે તો ભારે કરી ! પણ એ કેમ બનશે ?

પગી : એ કેમ બનશે એમ? જો, ધરાબા સ્નાન કરી પરવારી રહ્યાં હોય તો ખબર કાઢ; બાપુ તો અફીણના ઘેનમાં ચકચૂર છે.

વહાલકી : એટલે ધરાબાને આંહીંથી બહાર લઇ જાવાં છે? તો તે અઘરી વાત છે, કારણ કોટવાળનો પહેરો ચારેકોર છે.

પગી : એ તો પછીની વાત છે. હમણાં તો ઓઝા ગુર્જરને હું બહાર ઊભો રાખી આવ્યો છું.

વહાલકી : ઓઝા ગુર્જરને...અહીં રાજમહેલમાં?

પગી : દીકરી, મૂંગી રહે. ધીમે, ધીમે.

વહાલકી : પણ બાપુ, તમે શું કહો છો?

પગી : ખરી વાત છે. મેંયે ક્યાંક ક્યાંક નોકરી કરી છે. રાજ્યનો હું પગી છું, મશ્કરી નથી. ધારું તેને ગઢમાં લાવી શકું, ને બહાર પણ લઇ જઇ શકું. દીકરી, હજી એટલી તાકાત છે, હોં!

[ અંદરથી 'વહાલકી, વહાલકી'નો સાદ સંભળાય છે. ]

વહાલકી : બાપુ, તમે હમણાં જાવ. ધરાબા મને બોલાવે છે.

પગી : પણ તું એમને જ અહીં બોલાવી લાવ. હું ઊભો છું.

[ ફરીથી અવાજ આવે છે : 'વહાલકી! વહાલકી!' ]

વહાલકી : એ આવી, બા! બાપુ, તમે મારું કહ્યું માનો. જોઇએ તો પડખે સંતાઇ જાવ!

[પગી જાય છે. ધીમે રહી ધરા પ્રવેશે છે; એનામાં રાણીનો રૂઆબ છે, ઠસ્સો છે; એનાં વસ્ત્રાભરણો સુંદર છે. ગણગણતી એ પ્રવેશ કરે છે.]

ધરા : આજ રે સપનામાં મેં તો......

વહાલકી: શું દીઠું, બા ?

ધરા : શું દીઠું, કહું ?

આજ રે સપનામાં મેં તો સાતે સાગરે સેતુ બંધાવ્યા જો,
પારે જાતાં તે અમુલખ સપનાં લાધ્યાં જો!
સપનાં વેચંતો સવાર આંગણિયામાં આવે જો,
ઘટ ઘટના ઘડી ઘાટ ઘરેણાં લાવે જો !

[ગુર્જર પ્રવેશ કરે છે. પગી અને વહાલકી એકબીજાને ઈશારત કરી ચાલ્યાં જાય છે.]

ગુર્જર : સપનાં વેચંતો શાણો સીધો આંગણિયે આવે જો !
સાતે સાગરથી ઘટ ઘટના ઘાટ ઘડી લાવે જો!

ધરા : કોણ અચાનક આટલે અંતરગઢ મોઝાર,
સાત સમન્દર ઊતરી, અહીં આવે આ વાર ?

ગુર્જર : ધન્ય ધરા ધરતી તને, ભલો સજ્યો સંસાર,
એ સપનાની જાળમાં, ભાગ્યવંત કુંભાર.

ધરા : ગુર્જર દેશે એક છે, ભાગ્યવંત કુંભાર,
સંગાથે રંગ ખેલશે, ધન્ય ધન્ય અવતાર!

ગુર્જર : એ તો કોણ જાણે. હું તો આ સૃષ્ટિની વિશાળ ઘટમાળમાં ઘાટઘાટના ઘાટ ઘડનાર કુંભકાર છું. એવા ઘાટ ઘડી એને રૂપરંગે મઢી, આ તમારી સંમુખ બતાવવા લાવ્યો છું.

ધરા : અહં, કુંભકાર ગમે તેવા રૂપરંગ સજીને આવે એથી શું મહાન ગુર્જર અદાકાર છાનો રહેશે, એમ? ઓઝા ગુર્જરને કોણ ન ઓળખી શકે?

ગુર્જર : શ......! અત્યારે તો હું કુંભકાર છું; અને મને કુંભકાર તરીકે જ રહેવા દો એ ઠીક છે. કોટવાળને ખબર પડશે તો કુંભકારના નસીબનો ઘડો ફૂટી જશે.

ધરા : ઓઝો ગુર્જર કોટવાળથી બીએ છે?

ગુર્જર : ઓઝો ગુર્જર કોટવાળની સત્તાથી બીએ છે.

ધરા : અને એવી તે એની શી સત્તા છે?

ગુર્જર : જે સત્તા વડે રંગભૂમિના વિકાસને રૂંધે એવાં બંધન એની ઉપર નાખવામાં આવ્યાં છે; જે સત્તા વડે રંગભૂમિના પ્રાણ સમા નાટકના પ્રાણ ઉપર લટકતી તલવાર રાખવામાં આવી છે; જે સત્તા વડે...જે સત્તા વડે......

ધરા : જે સત્તા વડે શું? બોલો, અચકાઓ નહીં; જે સત્તા વડે......

ગુર્જર : જે સત્તા વડે ગુર્જરની સ્વપ્નસૃષ્ટિને રૂંધી એનો ધ્વંસ કરવામાં આવ્યો છે; જે સત્તા વડે એક સુન્દર પરોઢે લાધેલી રમ્યમૂર્તિને એની નજર સામેથી ઝૂંટવી લઇ જવામાં આવી છે.

ધરા : અને ઓઝો ગુર્જર એમ માને છે કે એ સત્તા એટલી બધી પ્રબળ છે કે એનો દોર ગુર્જરની શુદ્ધ કલાસૃષ્ટિને આવરી શકે? એવી ટૂંક સમયની નકલી સત્તા કળાનો વિકાસ રૂંધી શકે? કળાના વિશુદ્ધ આત્માનો વિનાશ કરી શકે?

ગુર્જર : ના, ના, ધરા! ઘણી વાર તો એવી વિપત્તિઓ કલાની ઊર્મિને પ્રેરે છે, એ તો હું પણ જાણું છું. પણ એક કાળ ચોઘડિયે મારાં પુણ્ય પરવાર્યાં; નિરાશાના ગાઢ અંધકારમાં જ્યોતીરેખા ઝગમગી, સૂર્યોદયનાં અનેરાં કિરણોની આશા ઉદ્‌ભવી-અને......અને .....

ધરા : અને સપનાં સંકેલાવા લાગ્યાં, ખરું ને? ઓઝા ગુર્જર, મને પગીએ તમારી ચડતીપડતીના એ આખા ઇતિહાસની રસિક અને રોમાંચક કથની સંભળાવી છે. મારા ગુર્જર, સપનાં સંકેલાઇ નથી ગયાં; પણ સપનાંને પાંખો ફૂટવાની શુભ ઘડી નજર સંમુખ આવી રહી છે. ઓઝા! ઓઝા! હું રાણી છું, પણ રંક છું; તું રંક હોઇશ પણ રાયો છે.

ગુર્જર : ધરા, ધરા, શું બોલો છો?

ધરા : તમારા એ ભવ્ય ભૂતકાળની અનેરી ગૌરવકથા મેં સાંભળી છે. મારી મનઃસૃષ્ટિમાં ઓઝા ગુર્જરની મનોહર મૂર્તિને અભિનયકળાનાં ઉચ્ચ શિખરો સર કરતી મારી કલ્પનાની આંખે મેં નિહાળી છે. ગુર્જર, સગી આંખે મારે તને ખેલતોખેલાવતો ફરીવાર જોવો છે. આટલો સંદેશો સંભળાવવા મેં તને અહીં બોલાવ્યો છે.

ગુર્જર : અને ધરાકુંવરી એ રંગભૂમિ જોવા પધારશે?

ધરા : આ સોનાના પાંજરામાં પુરાયેલી છું છતાં એ મારી ઉમેદ છે, બાળપણની અભિલાષા છે, યૌવનનું સ્વપ્નું છે.

ગુર્જર : ધરા ! ધરા !

ધરા : ગુર્જર, તું તો અનેક ઘાટોનો ઘડવૈયો છે. તારા ઘડેલા ઘાટ ઉપર મને રંગ પૂરતાં આવડશે એટલા હું પૂરીશ. કાચી માટીના ઘાટ તું અહીં મોકલી આપજે. હું રંગીને એ તને પાછા મોકલીશ.

ગુર્જર : આવા કાચા ઘાટમાં હું સંદેશા મોકલીશ.

ધરા : એને પાકા રંગે રંગી, હું એના ઉત્તર પાઠવીશ.

ગુર્જર : ઘટઘટમાં હું કદી નાટક ભરી મોકલીશ.

ધરા : તો એ વાંચીવિચારી હું નાટકનું સારસ્ય તારવવા મથીશ.

ગુર્જર : અને એકાદ ઘટમાં હું એ નાટક જોવા પધારવાનું નિમંત્રણ મોકલીશ.

ધરા : તો ગુર્જરે શીખવેલો વેશપલટો કરી એ નાટક જોવા હું આવીશ.

ગુર્જર : ( એકાએક ટોપલામાંથી લઈ. ) આ મારો વનરાજ, અને આ મારો બૈજુ બાવરો. અત્યારે તો એ ફક્ત માટીનાં પૂતળાં છે, પણ તેને હવે સજીવન કરીશ.

ધરા : ( અંદરથી લઈ, ) અને આ ?

ગુર્જર : તાનારીરી ! એ યુગલ વડે ગુજરાતના સંગીતને નવું જીવન આપીશ.

ધરા : બસ, ગુર્જર, તમે નવું નાટક તૈયાર કરો. હું રાજા જોડે દોસ્તી બાંધીશ. સ્નેહની માયાજાળ બિછાવીશ, નાટક જોવા આવવા એને સમજાવીશ. એને સાથે લઇને ત્યાં આવીશ.

ગુર્જર : તો તો ધરા......

ધરા : ના! તો તો ધરા નહીં, ગુર્જર! જુઓ, એક એવું નાટક લખો-જેમાં એક નશાખોર રાજા હોય, એના રાજ્યના પાયા ઢીલા હોય, પ્રજાનો અણગમો વધતો જતો હોય, જૂનું આખું જર્જરિત થઇ તૂટી પડતું હોય......

ગુર્જર : ધરા, પણ એમાં રાજાને પોતાની ચેષ્ટા લાગશે તો?

ધરા : તો જ એને ગમશે. ગમ્મત માત્ર સૌને ગમે છે.

ગુર્જર : પણ એમાં કાન ભંભેરનારા ઝેર રેડી ગમ્મતની મજા બગાડે છે.

ધરા : એવા એક કોટવાળની જોખમદારી મારે માથે છે.

ગુર્જર : તો તો બસ! તમારી પ્રેરણા, અને રંગભૂમિનો ઉદ્ધાર.

ધરા : વારુ, એક વાત કહો, ઓઝા! આ અહીં સુધી આવવામાં કોની બોલબાલા? પગીની કે એની દીકરી વહાલકીની?

ગુર્જર : બેમાંથી કોઈની નહિ. બોલબાલા તો જેણે તે સુન્દર પરોઢે મારી સાથે નયનયોગ સાધ્યો તેની.

ધરા : ગુર્જર! ગુર્જર!

[બન્ને એકબીજાને જોતાં ચૂપ ઊભાં રહે છે. અને સંગીતની ગત વાગે છે કે તરત 'ભોં! ભોં! ભોં!' અવાજ આવે છે.]

વહાલકી : (ગભરાઇને દોડતી આવી) બા, બા, બાપુ પધારે છે.

ધરા : હા, એવો કંઇ અવાજ સંભળાયો ખરો.

વહાલકી : પણ એઓ હમણાં આવી પહોંચશે.

ધરા : તો છો ને આવે.

[ એટલામાં રમકડાંની મોટરમાં કુરકુરકુંવર પ્રવેશ કરે છે. ]

ગુર્જર : આ કોણ ?

ધરા : એ અમારી રિયાસતના રાજકુંવર છે; અને આ બાપુ પધાર્યા. ખમા, બાપુ, ખમા !

ભૂપસિંહ : હી, હી, હી, હી ! આ સેનો ઠાઠ જમાવ્યો સે ?

ધરા : બાપુ, આ તો કુંવર માટે રમકડાં મગાવ્યાં છે.

ભૂપસિંહ : હી, હી, હી, હી ! તમે પણ ખરાં છો ! કુંવરના જનોઇની વાત રાજમાં ચાલવા પણ માંડી એમને ? વારુ, લાવો જોઇએ, કેવાંક સે ?

ધરા : એ બાપુ, એ લોકો આને કોતરેલો ઘડો કહે છે.

ભૂપસિંહ : હી...હી ! ઓ એમ ? માળા મૂરખા લાગે સે ! લાલપીળો પણ ચીતર્યો સેને ! અરે પણ આ આમ કાણો કરવાનું હું કારણ ?

ગુર્જર : એ તો બાપુ. કાણાં વિનાનો હોય તો પાપથી છલકાય ને ફૂટી જાય; પણ આ તો પાપે છલકાયે નહીં અને ફૂટે પણ નહીં.

ભૂપસિંહ : હી, હી, હી ! ઇ સાચું ! ભલું સાચું હો ! વારુ, કે' જોઇએ, આમાં કોઇ અફીણીને નશો ચડે એવું રમકડું સે ?

ગુર્જર : એ તો બાપુ મારી હાટડીમાં છે. આપ આજ્ઞા કરો તો કાલે લાવી આપું.

ધરા : બાપુ, આપણે હુંગાથે એ હાટડી જોવા જવા વિચાર છે. ત્યાં તો કહે છે કે જીવતાંજાગતાં રમકડાં છે.

ભૂપસિંહ : માળો જાદુગર લાગે સે, હોં! અને તુંય છોકરી, આજે ખુશમાં લાગે સે, હોં! કો'દી આવું હસીને આજ સુધી બોલી નથી.

ધરા : બાપુ, કુંવરનું જનોઇ હ્યો, પણ લગન પણ મારે જ વિચારવાનાં ને! કેમ, બેટા?

ગુર્જર : ત્યારે કુંવર માટે કયાં રમકડાં કાઢી દઉં?

ભૂપસિંહ : ઓહો! હી, હી, હી! આ તો ભલી રૂપાળી ચટકમટક બનાવી સે તો! કુંવર માટે આ ઢીંગલી હ્યો, રાણી.

ધરા : અરે એવી એકથી તે કુંવરનો શો દા'ડો વળશે? અમારે તો એવી કૂડીબંધ જોઇશે.

ગુર્જર : તો કાલે કૂડીબંધ લાવી દઉં.

ભૂપસિંહ : હા, હા! તો જ ઘાટ બેસે વારુ.

[ વાજાંનો અવાજ. ]

આ વાજાં શેનાં વાગવા માંડયાં?

[ પગી પ્રવેશ કરે છે. ]

પગી : મહારાજાધિરાજને ઘણી ખમ્મા!

ભૂપસિંહ : પગી, આ વાજાં શેનાં વાગે સે?

પગી : મહારાજ, આ તો આપની આજ્ઞા પ્રમાણે આપણા કોટવાળ, દીવાનસાહેબ, કારભારી, ખજાનચી, સેનાપતિ વગેરે રાજ્યના બધા અમલદારોના દીકરાઓની ખાસ વાજાંટોળી કુરકુરકુંવરના જન્મોત્સવ વેળા બનાવી હતી તે આવી પહોંચી છે.

ભૂપસિંહ: હા, હા! મેં જ હુકમ આપ્યો'તો. ઠીક, તો બોલાવો જોઇએ.

[ પગી અંદર જઇને, ચિત્રવિચિત્ર વેશમાં નાનાં છોકરાંઓની વાજાંટોળી બોલાવી લાવે છે. એ ટોળી બેન્ડની ધમાલ કરે છે. ]

**પડદો પડે છે.**

---

રંગભૂમિ ઉપર નાટક રજૂ કરતી વખતે જે કુરકુરકુંવર પ્રવેશે છે, તે સાચેસાચ નાનું કુરકુરિયું જ છે; એમ ન બની શકે તો એવું ઠીકરાનું પણ ચાલી શકે. રંગભૂમિ ઉપર આ વસ્તુ સ્પષ્ટ થઇ શકે એમ છે, પણ અહીં પૂરેપૂરું સ્પષ્ટ કરવા ખાતર જણાવવું આવશ્યક છે કે કુરકુરકુંવર એ કોઇ માનવીકુંવરનું નામ નથી પણ કૂતરાના પાળેલા બચ્ચાનું નામ છે અને રાજાએ એને દત્તક લીધું છે.

## પ્રવેશ ૩ જો

[ દૃશ્ય પહેલા પ્રવેશનું જ–થોડા ફેરફાર સાથે. નકો એક બાજુ પર બેઠો બેઠો ચીતરે છે. શરૂઆતમાં એટલા જ ભાગ ઉપર પ્રકાશ પડે છે. થોડીવારે લખો ગણગણતો પ્રવેશ કરે છે. ]

નકો : ( કામમાંથી આળસ મરડી ) કેમ લખુભા, આજ કાંઈ નવી કવિતા ?

લખો : આ આપણી નવી રંગભૂમિનો મંગળકળશ ચડશે તે દિવસ માટેનું ખાસ ગીત બનાવ્યું છે.

નકો : ખાસ ગીત કે મુદ્રાલેખ ?

લખો : ઠીક, તો લ્યો મુદ્રાગીત.

નકો : હાં એ ઠીક છે, મુદ્રાગીત. વારુ, લલકારો ત્યારે.

લખો : જો, જાણે આપણી આ રંગભૂમિના દિદાર ફરી જશે અને નવો મંડપ બંધાશે ત્યારે પ્રવેશદ્વારમાં નટરાજની નવી મૂર્તિ સ્થપાશે.

નકો : એ તો બરાબર છે.

લખો : ત્યારે એ સમય માટેનું આ કવિત :

એ...ધૂમ છે મચાઇ ખૂબ, પૂજી સહુ નટરાજ,
રંગભૂમિ વિષે એક વધુ આ વધાઇ છે;
સબરસ સાર સાહી માંહી પૂરવાઇ સાજ,
ગૂંથણી ગુંથાઇ રીત સવાઇ મનાઇ છે.

રંગની સગાઇ આંહીં, મળી સહુ કળાબાજ,
રંગ અને રોશનીની કરી ચતુરાઇ છે;
છબી ચીતરાઇ મોહજાળ છે બિછાઇ આજ,
ગમ્મતની લ્હેર છાઇ, નવી એ નવાઇ છે.

નકો : વાહવાહ ! વાહવાહ ! પણ ગુર્જર બાપુને બતાવ્યું છે ?

લખો : એ તો હવે બતાવીશું જ તો ! પણ હમણાં હિમ્મત નથી ચાલતી. એમણે પણ હમણાં હમણાં જબરી કલમ જમાવવા માંડી છે. ગઇ કાલે રાતે તો ગુજરાતના ભાવિ વિષે ચમચમે એવા ચાબખા લખતા હતા.

નકો : ચાબખા ? કયાં છે ? લાવો તો ખરા, સાંભળીએ.

લખો : એ આપણા અકા ફિલસૂફનું કામ. એ ત્યાં બેઠો બેઠો બે પાંચ છોકરા એકઠા કરી ગવડાવ્યે રાખે છે. અહીં આવે ત્યારે એને કહેજો. આહા...ને...આ...શું ? તમે વળી રૂપસુંદરી ચીતરી રહ્યા છો !

નકો : ભાઇ, એ ખરેખર રૂપસુંદરી જ છે. આપણા ગુજરાતની સંગીત અને સૌન્દર્યની પ્રતિમાસ્વરૂપ લાવણ્યમૂર્તિ...

લખો : હા લાવણ્યમૂર્તિ; પણ કોણ ?

નકો : માંડવગઢની મહારાણી-બાજબહાદુરની મનમાની પટરાણી રૂપમતી.

લખો : ઓહો—હા ! હા ! એની વાત થોડીઘણી સાંભળી છે ખરી.

નકો : ઓઝા ગુર્જરની આજ્ઞા થઇ અને આ કામ લઇ બેઠો છું.

લખો : રૂપમતીના કિસ્સા ઉપર નાટક લખવાનો એમનો વિચાર હશે ?

નકો : હોવો તો જોઇએ. તે દિવસે એટલે જ થોકડો ચોપડા એકઠા કરીને બેઠા હતા; અને આપણને પણ અભ્યાસ કરવાનું સૂચવતા હતા.

લખો : હવે મને યાદ આવ્યું. ઓઝાગુરુ રૂપમતીને યોગ્ય પાત્રની જ શોધમાં છે; એ પોતે પણ એમાં કાંઇક પાઠ લેવાના છે.

[ અંદરથી અવાજ. ]

નકો : આ અકો આવ્યો. મને લાગે છે કે પેલા નવા ચાબખા જ ગવડાવતો હશે.

[ અકાની પાછળ છોકરાઓનું નાનું ટોળું છે, અને એ ગવડાવતો આવે છે. ]

અકો : ચાડી ચુગલી નિંદા ઘણી, એમાંથી ફુરસદ ના મળી;
નવરો બેઠો કરે નખોદ, એદીનો ધંધો ખણખોદ.
આંકફરક ને જારજુગાર, લીઓદીઓમાં બેડો પાર;
નહિ જન્મેલાં કુમળાં બાળ, પરણાવે એને પરભાર.
લગનતણી વળગાડે વેઠ, દીકરી વેચી ભરતા પેટ,
સળગાવી એનો સંસાર, ગુર્જર કહે ક્યાંથી ઉદ્ધાર !

[ પાછળથી ગુર્જર પ્રવેશે છે. ]

ગુર્જર : અરે, તમે તો કવિતા લલકારો છોને! પણ પેલી 'અંગહવિષ્ટિ'ની તાલીમ ક્યારે લેશો? અને પેલો વીરરસનો મુખપાઠ ક્યારે કરશો?

અકો : હમણાં બાપુજી, હમણાં. આજે વેશતાલીમ લઇશું. કાલે આખર તાલીમ કરીશું.

ગુર્જર : હા, હા, પરવારવા માંડોને, કે આરોપ્યું. પછી મારે વર્ગ લેવો છે.

અકો : આ હમણાં તૈયાર થઇને આવ્યા ત્યારે.

ગુર્જર : (નકાને) કેમ ભાઈ, તમારું કેટલે આવ્યું?

નકો : બાપજી, મને લાગે છે કે મારે મંડુ જવું પડશે. બાજબહાદુરનો કિલ્લો, અને એનો રાજમહેલ, ને નર્મદાજીનો કાંઠો, એ બધું જોવું પડશે. આપ આજ્ઞા આપો તો ઊપડું.

ગુર્જર : અરે ભલા માણસ, એમાં આજ્ઞા શી? ઊપડી જાઓ; બે પડદા તો મારે રાજમહેલના જોઇએ જ.

નકો : હા, ગુરુ, એ તો હું બનાવી દઇશ. એ ઉપરાંત બીજી બધી તૈયારી તો ઠીક છેને?

ગુર્જર : એ તો ઠીક જામતું જાય છે. જોને ભાઇ, આપણી પાસે હવે તાલીમબાજ નટોની પણ ઠીક ઠીક સંખ્યા થઇ ગઈ છે. અને બધી રીતે વિકાસ સારો સધાતો જાય છે.

નકો : કેમ ન સધાય? એક ઉત્કટ ભાવનાને વળગી રહેવાનાં તપ અને તમન્ના આગળ શું ન થઇ શકે? પ્રજાને તો રસની તરસ છે જ. છિપાવતાં આવડે તે

એ રસવૃત્તિને પોષી શકે; ને વિકસાવી પણ શકે. અને તમારા જેવા કીમિયાગર .....

ગુર્જર : એ તો ઠીક, નકા. મારે એ રસની તરસને એકલી પોષવી કે વિકસાવવી નથી; એને ઉત્તેજીને સંસ્કારવી છે. નાટ્યભૂમિને મારે નાટકશાળા બનાવવી છે.

નકો : આપના આદર્શો અમારાથી ક્યાં અજાણ્યા છે, ગુરુ? પણ લોકોને હજી.......

ગુર્જર : થશે, બધું થશે. લોક ગમ્મત સાથે જ્ઞાન પામે, એમના કલહકંકાસમાંથી, દુઃખદુગ્ધામાંથી, શોકસંતાપમાંથી પરવારે ત્યારે આનંદ અને પ્રેરણા પામેને? છતાં આપણે નવા જીવનની ઝાંખી કરાવવાની છે, આત્માની શક્તિ અને સમૃદ્ધિ વધારવાની છે.

નકો : સાવ સાચું, બાપજી!

ગુર્જર : પણ તે પહેલાં આપણે એટલી શક્તિ જાતે સંપાદન કરવાની છે, સમજ્યો? તો ખેલ જામે.

નકો : આપની ભાવના ભવ્ય છે, અને સહૃદયી સાથીઓનો રથવારો છે, પછી ફિકર શી છે?

ગુર્જર : નકા, ફિકર? મને ફિકર રાજની છે; રાજસત્તાની છે. સત્તા આગળ શાણપણ ભોંઠું પડવાનો ભય રહે છે.

નકો : પણ ગુરુ, હમણાં ધરાળાની મહેરબાની છે. એમની મારફત રાજ તરફથી મેળવાય એટલો લાભ હમણાં લઈ લ્યો; પછી જોયું જશે.

ગુર્જર : નકા, એ તારી ગોઠ મને ગોઠતી નથી તો! ધરાની મારી પ્રત્યે વધતી જતી ભક્તિ હું પરમાણું છું; રંગભૂમિ તરફનો પ્રેમ પિછાણું છું, પણ એની મદદથી મળતો લાભ મને ખૂંચ્યા કરે છે. નકાજી, તું કેમ સમજતો નથી? જે સત્તાની કૃપા પર અવલંબી, અત્યારે આપણે નવી નાટકશાળાના પાયા નાખી રહ્યા છીએ, એ સત્તાને જ મારે નાબૂદ કરવી છે. આ નાટકશાળા મારફત જ એ સત્તાના પાયા ઉચ્છેદવા પ્રયત્ન કરવો છે.

નકો : બાપુ ! બાપુ !

ગુર્જર : સાચી વાત છે, નકા, મારી વિચારશ્રેણી કે મારા ધ્યેય ને આદર્શ મારે તમારાથી છાના રાખવા નથી. ગયા વખતની વાત જુદી હતી, આ વખતની વાત જુદી છે. આ વખતે જે રંગભૂમિ મારે સરજવી છે તે તો પૂરેપૂરી પગભર હોય, સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોય, લોકજીવન અને લોકસહકાર ઉપર અવલંબેલી હોય—

નકો : કામ વિકટ તો છે, પણ બધું પાર ઊતરશે, બાપુ.

[ એક પડખેથી અંગદના વેશમાં એક નટ જુસ્સામાં પ્રવેશ કરે છે. ]

અંગદ : કાયાતણા ટુકડા થતાં, પરવા કદી કરતો નથી;
સાચે સાચી વાત કરવામાં કદી ડરતો નથી!
કપટી, કુલાંગાર, કાળમુખા તું, રાવણા!

રાવણ : (પ્રવેશી) બસ ચૂપ કર ગમાર, વાનરબાળક ધાવણા!
ચાંચડસમા ચોળાઇ જશો, મચ્છર બધો નીકળી જશે;
આવ્યા છો લંકા જીતવા, આખર દશા બૂરી થશે!

ગુર્જર : અરે ભાઇ, તમે આ કયો પાઠ બોલો છો! અને આ શૈલી ક્યાંથી લઇ આવ્યા!

રાવણ : આ તો જૂના નાટકની કેટલીક લીટીઓ યાદ આવી ગઇ તે બોલતા હતા; અમસ્તું જ—જરા ટીખળ!

ગુર્જર : અરે, હમણાં તમારું ટીખળ જરા ઊંચું મૂકો; અને પેલો આપણો સામળનો જ પાઠ લ્યો. એ વીરરસ જ છે, એટલે અવાજ જરા વધારે કાઢજો; પણ શૈલી તો આપણે નક્કી કરી છે તે જ અનુસરજો. હં ઠીક, પાઠક ક્યાં છે?

નકો : એ પાઠક! પાઠક! પાઠકજી ક્યાં છે? ચાલો, ચાલો! આ લોકો ભૂલી જાય તો એમને યાદ કોણ દેવડાવશે!

[ પાઠક પ્રવેશ કરે છે. ]

ગુર્જર : ચાલો, પાઠક, તમે તમારી બેઠકે બિરાજી જાઓ અને શરૂ કરો.

રાવણ : કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે,
કામ કશું છે પશુ, ભૂપ સાથે?
કો તણો મોકલ્યો હ્યાં લગી આવિયો?
આભ સાથે ચડે કેમ બાથે!

અંગદ : વાલીનો પુત્ર ઘરસૂત્ર શુભપર્વતે,
નામ અંગદ મારું હરખ એવા;
શરણે રહું છું રઘુનાથના ચરણમાં,
દેવનો દેવ અધિદેવ દેવા;

ધૂમ્રપાને કરી ધ્યાન જોગી ધરે,
ઇન્દ્ર બ્રહ્મા કરે ઇશ સેવા;
તેતણી નારને તસ્કરી લાવિયો,
લંક લગી આવિયો સુધ લેવા.

રાવણ : જા અલ્યા, જીવતો; કહે તારા રામને,
ગામ કેમ આવિયો ધામ ધાતો ?
દેહ દીઠી નથી તેં દશાનનતણી ?
કાન સુણી નથી વેણુ વાતો ?
કુંભકર્ણ આળસ તજી ઊઠશે,
લાખ સવા લાખ મણ ખીચ ખાતો;
એકલો એક એ બસ થયો જાણજે,
જીવતો આંહીંથી કોઇ ન જાતો.

અંગદ : રામ આગળ કશી વાત તે તાહરી,
શ્વાનની વાત શી સિંહ સાથે ?
ક્રોડ કુંભાતણાં માન મોડું અમો,
નાખિયા ધૂળમાં એક હાથે.

રાવણ : રાંકની જાત તે રત્ન શું ઓળખે? આખર ચેતન ચાકરનો!
ગરીબતણું ઘર પેટ ભરે, તે ઠાઠ શું જાણે ઠાકરનો ?
મેરુતણો મહિમા નવ પ્રીછે, કરે વખાણ તે કાંકરનો,
ખાખરની ખિલોડી, અંગદ, સ્વાદ શું જાણે સાકરનો ?

અંગદ : અંધ થયો દશકંધ, ધંધ ધારી શું બેઠો ?
કુળઅંગારો આપ, પાપરૂપી થઇ પેઠો.
દશ છેદાશે શીશ, દિન થયા તુજ વંકા,
સમજ મૂઢ મૂરખ, નકી લુટાશે લંકા.

રાવણ : ચલતી હૈ આગે આગે, બનચર જીભ તેરી;
બલ મેં બતાકો દેઉં, પીલું તેલ ઘાનીમેં ?

અંગદ : શ્રી રામચન્દ્ર પરતાપ, જીભ ગુન ગાય મેરી,
રાવણ સરિખા લાખ, ડૂબ ગયા પાનીમેં.

[પ્રયોગની અધવચ્ચે જ એકાએક ધરા તાળી પાડતી પ્રવેશ કરે છે.]

ધરા : શાબાશ! શાબાશ! ખરેખર તમે વીરરસ સારો જમાવ્યો છે, હં!

ગુર્જર : અરે! તમે અત્યારે ક્યાંથી? આ તો અમારો મુખપાઠ ચાલે છે.

ધરા : જરા નીકળી આવી. છાની રહીને બધું સાંભળતી હતી.

રાવણ : બાપજી, અમે જઈએ, અને આગળના યુદ્ધની તૈયારી કરીએ.

ગુર્જર : હા, હા, જલદી! મારે આજે એ સાંભળવું જ છે. (ધરાને) પણ અત્યારે અચાનક કેમ?

ધરા : પિંજરાનાં બારણાં ખૂલ્યાં એટલે નાઠી. પેલા તમારા નાટકમાં નથી આવતું?–સ્ત્રી તો એક અજબ શક્તિ છે; એ ધારે તે કરી શકે.

ગુર્જર : એ તો નાટકના શબ્દો છે.

ધરા : અને છતાં એ ઘણીવાર જીવનમાં સાચા પડે છે.

ગુર્જર : એમ! પણ તમે છાનાં રહીને અમારા મુખપાઠ સાંભળો એ ઠીક નહીં.

ધરા : એમ માનો કે હું તમારા નાટકમાંનું જ એક પાત્ર છું.

ગુર્જર : એમ ? તો 'અંગદવિષ્ટિ'માં તમે મંદોદરી થશો કે સીતા ?

ધરા : એ હું ન જાણું. એ તો સૂત્રધાર જે નક્કી કરે તે. હું પાત્ર છું, સુપાત્ર છું, કે અપાત્ર છું તેનો નિર્ણય તો સૂત્રધારે જ કરવો રહ્યો.

ગુર્જર : ધારો કે સૂત્રધારે તમને સુપાત્ર ઠરાવ્યાં, તો એનો નિર્ણય માન્ય રાખવા તમે તૈયાર છો ?

ધરા : સુપાત્રનું એટલું સુલક્ષણ તો હોવું જોઇએને !

ગુર્જર : ઓહ, એમ ! જોજો હં ! ગુર્જર નિર્ણય કરશે તે પછી પાળવો પડશે.

ધરા : વચને બાંધવાની આટલી બધી અધીરાઇ શાને ? એ અધીરાઇ નિર્ણય જાહેર કરવામાં જ દેખાડોને.

ગુર્જર : ધરા, આ ચિત્ર જોયું ?

ધરા : દૂર સંતાઇને ઊભી હતી ત્યાંથી એ જ જોયા કરતી હતી.

ગુર્જર : ગમ્યું ?

ધરા : ના.

ગુર્જર : કેમ ?

ધરા : મને એવાં નિર્જીવ ચિત્ર ગમતાં હોત તો હું ચિત્રશાળામાં ગઈ હોત; નાટકશાળામાં ન આવત.

ગુર્જર : ધરા ! ધરા !

ધરા : આટલા બધા કોમળ ભાવભીના થઈને......

ગુર્જર : શું ?

ધરા : સાચું કહું ? મીઠા લાગે એવા સાદે હમેશાં મારું નામ બોલ્યા કરતા હો....

ગુર્જર : ધરા !

ધરા : કહો, શી આજ્ઞા છે ?

ગુર્જર : આ ચિત્ર કોનું છે તેની તને ખબર છે ?

ધરા : માંડવગઢની રાણી રૂપમતીનું.

ગુર્જર : એ કયાંથી જાણ્યું ?

ધરા : તમારે ત્યાં અમસ્તા આંટાફેરા નથી મારતી, સમજ્યા ?

ગુર્જર : મારે એ રૂપમતીને સજીવન કરવી છે.

ધરા : તો એ જીવન્ત ચિત્ર મને ગમે.

ગુર્જર : અને એ રૂપમતી મારે તને બનાવવી છે.

ધરા : તો ધરા એ રૂપમતીની રૂપધારિણી બનશે.

ગુર્જર : ધરા, તું રૂપમતીરૂપે રંગભૂમિ પર ઊતરશે ?

ધરા : ગુર્જરને ધરા સુપાત્ર જણાઇ હોય તો ધરા જરૂર એની આજ્ઞા પાળશે જ.

ગુર્જર : પણ–પણ ધરા, ભૂપસિંહરાણાનું શું ? એની જાણમાં આવ્યું તો ?

ધરા : એની ચિંતા તમે શા માટે કરો છો ? 'સ્ત્રીચરિત્ર'નુ નાટક તો તમે તે દિવસે મને વાંચી સંભળાવ્યું હતું. જુઓ, સાંભળો, ગુર્જરરંગભૂમિના અજબ મારા નટવર, તમે મને રૂપમતીને રૂપે મઢશો, અને

રાણીજી જાતે એ નાટક જોવા આવશે; એ ગોઠવણ મારે માથે. તમે તમારે મને આજ્ઞા કરોને!

ગુર્જર : તો આજથી ત્રણ મહિનામાં રૂપમતીનું નાટક હું રજૂ કરું છું, અને ધરા રૂપમતી થશે.

ધરા : તો ધરા તમારી સૂચવેલી સઘળી તાલીમ તપસ્યા તરીકે સ્વીકારશે.

ગુર્જર : ધરા! ધરા!...અને....ધરા,......

ધરા : બોલો, બોલો, કેમ અટકી ગયા? દૂર દૂર શું જોઇ રહ્યા છો? બોલો.

ગુર્જર : વર્ષોનું, ના, ના, જીવનભરનું સ્વપ્ન સિદ્ધ થતું હોય એવી ઝાંખી થતી જોઈ રહ્યો છું. ધરા, આમ આવો, પધારો. પણે નવી બંધાતી રંગભૂમિને તમારા મંગળ પગલે પ્રવેશ કરી ઉજાળો. ચાલો, ચાલો, આભાં બની ઊભાં કેમ રહ્યાં છો? ચિત્રને તમે અવગણો છો, તો સજીવ ચિત્ર બનીને ચાલો... ચાલો! આવું ગંભીર મૌન કેમ? આવી દિલ હચમચાવી દે એવી ગૂઢ શાંતિ કેમ?

ધરા : શું બોલું? અને કેમ પગલાં માંડું?

ગુર્જર : કેમ? કંઇ ઓછું આવ્યું? કંઈ ભૂલ થઈ? ક્યાંક મેં હૃદય દુભવ્યું? બોલો, શું થયું? કહો!

ધરા : કહું? શું કહું? સાંભળો:
મીઠો એ તુંકાર ગયો,
જીવનનો સૌ સાર ગયો!

ગુર્જર : ના, ના, ધરાદેવી, ભૂલે છે. તારામાં અણઘડી હું અલૌકિક સ્વરૂપ નિહાળી રહ્યો છું; એક દિવ્ય સ્વરૂપ ભાળી રહ્યો છું. એને ઉદ્દેશી આપવચન બોલી રહ્યો છું. પણ ખેર ! મારી ભૂલ થઇ. ચાલ, તારે મંગળ પગલે અંતરની રંગભૂમિ પાવન કર.

ધરા : ગુર્જર ! ગુર્જર !

[ ગુર્જર, ધરાને હાથ પકડી, દોરવી, રંગભૂમિ પર લઈ જાય છે. ધીમું સંગીત શરૂ થાય છે. પ્રકાશ ઝાંખો થઈ પાછો સતેજ થાય છે. રાવણ તથા અંગદ ગદા લઇ પ્રવેશ કરે છે.]

રાવણ : માંકડા! રાંકડા! જા ઘેર જીવતો,
વાંકડા ફાંકડા બોલ કેવા !
મુખતણાં મટકડાં ભાવ ભૂલી જશો,
રામ નહિ આવશે હાથ દેવા.

અંગદ : પાપના ઘૂંટડા આજ પૂરા થયા,
હાલ તું જો હવે થાય કેવા ?
માઇ સીતા હરી, ઝેર પીધું હવે,
વંશ રહેશે નહિ સાખ દેવા.

રાવણ : દેખ હવે તું હાથ, બલ રાવણનું જોજે;
કાયા થાશે ચૂર્ણ, હાથ ઘસી તું રોજે.

અંગદ : રામ રાખશે લાજ, રામસમરણ છે મીઠું;
રામ રાખશે લાજ, સત એનું ના દીઠું.

રાવણ : હટ, હટ, છોકરવાદ, કોણ લડે તુજ સાથે ?
કોટવાલ બસ એક થાય સવા શેર માથે;

જા, લંકાનો રાય, રામ વિના નહીં લડશે,
મુજ પટાવત એક, ખબર પૂરી પડશે.

[ એટલામાં કોટવાળ પ્રવેશે છે. ]

અંગદ : તું અલ્યા કોણ છે, કહાં થકી આવિયો?
બોલ, નહીં તો કરું ધૂળભેગો!

કોટવાળ : અરે, છટ્ છટ્! તારા જેવા વાંદરા તો મેં કાંઇક જોઇ નાખ્યા. હું કોટવાળ છું.

અંગદ : એમ? તો લે, લેતો જા! બાર કોટવાળને તો હું ભોંભેગા કરીને જ અહીં આવ્યો છું. તું એકાએક ક્યાંથી ફૂટી નીકળ્યો?

કોટવાળ : બંધ કરો! (મોટેથી) બંધ કરો!

રાવણ : પણ અલ્યા, તું તારો પાઠ બોલને! ભૂલી ગયો હોય તો પાઠકને પૂછ.

કોટવાળ : અરે પાઠકવાળા! (રાવણનાં દશ માથાં તોડી પાડી) આવાં તો કાંઇક માથાં મેં રગદોળી નાખ્યાં છે.

અંગદ : ત્યારે તો તું કોઇ સાચો રામનો અવતાર લાગે છે! અરે, પણ તું કહે તો ખરો કે તું કોણ છે?

કોટવાળ : કેટલીવાર કહ્યું કે હું કોટવાળ છું! રાજ્યનો કોટવાળ છું. હમણાં તમારી ખબર લઉં છું.

રાવણ : અલ્યા,પણ...તું...તમે અમારા નાટકના કોટવાળ નહીં!

કોટવાળ : અરે નાટકવાળી! બંધ કરો આ નાટક. સેતાનનાં બચ્ચાંઓ! ક્યાં છે તમારો પેલો ગુર્જર?

[ગુર્જર પ્રવેશ કરે છે.]

ગુર્જર : શું છે? શું છે? શી ધાંધલ છે? ઓહો, કોણ કોટવાળસાહેબ! શો હુકમ?

કોટવાળ : ગુર્જર, હવે હદ થાય છે. આ તારા સાગરીતોને હું કેદમાં લઉં છું; આજથી નાટકશાળા બંધ થાય છે, સમજ્યો?

ગુર્જર : પણ કાંઇ ગુનો?

કોટવાળ : હજી તો ગુનો પૂછે છે! આ મને ટીપી નાખ્યો અને હજી ગુનો પૂછે છે!

અંગદ : ગુર્જર બાપુ, એ તો અમારો સમજફેર થયો. અમે મુખપાઠ કરતા હતા, તેમાં કોટવાળનો પાઠ હતો. સંવાદ ચાલતા હતા ત્યાં બરાબર વખતે કોટવાળ-સાહેબ જાતે જ આવી રહ્યા; અને અમે જાણ્યું કે આપણો રઘો જ કોટવાળના વેશમાં આવ્યો, એટલે અમે તો નાટકનો કોટવાળ સમજી લખાણ પ્રમાણે ચાલ્યા.

કોટવાળ : ચૂપ નાપાક!

રાવણ : આ રહ્યું લખાણ, જુઓને સાહેબ!

કોટવાળ : બસ, જીભ બંધ કર, ચંડાળ!

ગુર્જર : રાવણ ચંડાળ નહોતો, કોટવાળસાહેબ!

કોટવાળ : તારી લાયરી રહેવા દે દુષ્ટ, તારો આ બધો પ્રપંચ હું સમજું છું.

ગુર્જર : પ્રપંચ નથી, કોટવાળસાહેબ! આ તો આંધળે બહેરું કુટાય છે; પણ એ માટે હું આપનો......

કોટવાળ : એક શબ્દ પણ મારે તમારો સાંભળવો નથી. આ બન્ને જણને તો હમણાં જ ચાવડીએ લઈ જાઉં છું. એ ઉપરાંત મારો હુકમ છે કે આ તૂત સદાને માટે બંધ કરો.

ગુર્જર : કયું તૂત ?

કોટવાળ : સતા થવાની જરૂર નથી. આ નાટકચેટક બંધ કરો. હવે પછી નાટક ભજવવું હોય ત્યારે અમને પહેલેથી લખાણ બતાવીને, તે માટે ભજવવાની મંજૂરી મેળવીને, પછી જ ભજવી શકાશે.

ગુર્જર : એમ નહીં બને.

કોટવાળ : તો આ નાટકશાળા આજથી જ બંધ થશે.

ગુર્જર : પણ કોટવાળસાહેબ, આ તો તમે રંગભૂમિને બંધનમાં મૂકો છો.

કોટવાળ : તમારું મારે કશું સાંભળવું નથી. મારો આ હુકમ છે; અને તે અમલમાં મુકાશે જ.

[ ધરા પ્રવેશ કરે છે. ]

ધરા : કોનો હુકમ છે, કોટવાળસાહેબ ?

કોટવાળ : કોણ રાણીબા ! અત્યારે, આંહીં !

ધરા : કોનો હુકમ છે, કોટવાળસાહેબ ?

કોટવાળ : રાજાનો હુકમ છે.

ધરા : શો હુકમ છે ?

કોટવાળ : કે નાટકશાળા ઉપર તાળાં લગાવો. વિનાપરવાનગી

નાટકો નહીં ભજવાય. અને કુરકુરકુંવરના જનોઇ-સમારંભ માટે મકાનનો કબજો આપો.

ધરા : કોટવાળસાહેબ, આવ્યા છો એ રસ્તે પાછા પધારો. નાટકશાળાની બાબતમાં માથું ન મારો, અને તમારી દખલગીરી બંધ કરો.

કોટવાળ: રાણીબા, આપ શું બોલી રહ્યાં છો ? આપને ભાન છે, આપ શું કહી રહ્યાં છો ?

ધરા : મને જ્ઞાનભાનની સમજણ આપવાની તમારે જરૂર નથી, સમજ્યા? નાટકશાળા બંધ નહીં થાય.

કોટવાળ: આ રાણીપદનાં લક્ષણ નથી. બે બદામના આ ભામટા સાથે અહીં છાનાંમાનાં......

ધરા : ચૂપ રહો, કોટવાળ ! વાવડી ઉપર પાણી ભરવા જતી તે દિવસની હું ધરા નથી, કે ભાડૂતી ચાંચિયાની જેમ મોઢે ડૂચો મારી મને ઉપાડી ગયા, તેમ આજે તમે ઉપાડી શને લઇ જઇ શકો.

કોટવાળ: અને એમ ઉપાડી ન ગયા હોત તો આજે રાણીપદે બેઠાં પણ ન હોત.

ધરા : તમારા એ પાપી કાર્યનું ફળ જ આજે તમને મળ્યું છે. બસ, મારે લાંબી ચર્ચા નથી કરવી. જાઓ, ચાલ્યા જાઓ. રંગભૂમિ બંધ નહીં થાય.

કોટવાળ: રાજઆજ્ઞાનો ભંગ નહીં કરાય.

ધરા : બસ, હવે તમારી બેહુકમી વધારે સમય નહીં ખમાય.

કોટવાળ: અરે સિપાઇઓ, દરવાજે તાળાં મારો. થવાનું હોય તે થાય.

ધરા : સિપાઇઓ ! કોના સિપાઇઓ ? ખબરદાર ! સિપાઇઓ હોય તે અહીં હાજર થાય.

[ સિપાઇઓ કોટવાળની સામે થઇ રાણીની આસપાસ રક્ષણહાર ગોઠવી દે છે. ]

કોટવાળ: નિમકહરામ કુત્તાઓ, ફરી બેસો છો ?

ધરા : કુત્તા નિમકહરામ થતા નથી. નિમકહરામ તો તું છે. હવે વધારે જીભ ચાલશે તો તું રાજાનો કેદી થશે.

કોટવાળ: અરે પણ રાજાજીનો હુકમ છે. કુરકુરકુમારના જનોઇના મહોત્સવનું અત્યારે અહીં રિહરસલ કરવાનું છે. હમણાં બ્રાહ્મણો તથા વાજાંવાળા આવી પહોંચશે.

ધરા : ઓહો ! તો તો ભલે થાય.

ગુર્જર : અહીં કુરકુરકુમારના જનોઇના મહોત્સવનો આખર તાલીમપ્રયોગ !

ધરા : તમે શા માટે સંતાપ કરો છો, ગુર્જર ? જનોઇ-સમારંભની તાલીમ એ પણ જીવનઘટનાની એક સત્ય હકીકત જ છેને ! ભલે થાય એ નાટક.

કોટવાળ: નાટક ? કુરકુરકુંવરના મહોત્સવને તમે નાટક કહો છો ?

[વાજાંવાળા, ગોર, બ્રાહ્મણો વગેરે પ્રવેશ કરે છે. તરત જ વસ્ત્રાભૂષણથી સજ્જ કુરકુર-કુમાર, સામેથી હાથગાડીમાં પ્રવેશ કરે છે. એની પાછળ પગી પ્રવેશ કરે છે.]

પગી : બાસાહેબ, આપની યોજના મુજબ બાપુ પાસે કોટવાળસાહેબને પરહેજ કરવાના ફરમાન પર સહી કરાવી લીધી છે. આ રહ્યું, લ્યો.

કોટવાળ: મને પરહેજ ! બાપુએ શેના પર સહી કરી છે, એની બાપુને ખબર છે ખરી ?

ધરા : એ તો આપે અત્યાર સુધી સહીઓ કરાવી છે એટલે એની તો આપને ખબર હશે જ. પણ એ સવાલ કરવાનો તમને હક નથી. સિપાઇઓ, આ ફરમાન મુજબ કોટવાળને પરહેજ કરો. ગુર્જર, તમે કુરકુરકુંવરના જનોઇના મહોત્સવની આખી નાટ્ય-યોજના તૈયાર કરો.

[ સિપાઈઓ કોટવાળને પરહેજ કરે છે. ]

ધરા : અને આ મંગળ પ્રસંગની ખુશાલીનાં તમે વાજાં વગાડો; અને ભૂદેવો તમે શુભ વચન બોલો.

[ બ્રાહ્મણો શ્લોકો બોલવા માંડે છે;
સામે વાજાં વાગે છે. ]

પડદો પડે છે.

## પ્રવેશ ૧ લો

[ આગળના ભાગમાં છોકરાઓનું ટોળું લયબદ્ધ બૂમો પાડતું નીકળે છે. કેટલાકે ચિત્રવિચિત્ર પહેરવેશ કર્યા છે. સૌથી આગળ ચાલનારાના હાથમાં મોટો, ઊંચો, કાગળનો કાપેલો એક ચાડિયો છે. અને દોરીસંચાથી એના હાથપગ હાલે છે. થોડાના હાથમાં પાટિયાં છે. એકબે જણા ચાડિયાનૃત્ય પણ કરે છે. ટૂંકામાં 'ચુગલીખોર' નામે થનારા નાટ્યપ્રયોગની જે રીતે જાહેરાત થઈ શકે એટલી રીતે એની જાહેરાત કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. પ્રવેશતાં પહેલાં જ બ્યુગલ શરણાઈ વગેરે વાદિત્રો વાગે છે. ઢોલનગારાંનો પણ ઘોંઘાટ સંભળાય છે. ફક્ત ઘોડાગાડી નથી. એ સિવાય બધું છે. પાટિયા ઉપર 'ચુગલીખોર' ચીતરેલું છે. મોખરે સાચવી ચાલનારો ગવડાવે છે : અને બધા ઝીલે છે. ]

**ચૌટે ચકલે ચાડિયાજી,**
**હાડકે હાડકાં ખાંડિયાંજી.**
**અમદાવાદનો ચુગલીખોર,**
**એણે કીધાં પાપ અઘોર.**

આજે એનું નાટક થશે,
મોડા પડે તે પાછા જશે.

એક : ભાઈઓ, બાઈઓ, વહેવાઈઓ, જમાઈઓ, અને સહુ સાધુસાંઈઓ સાંભળો. આજે અમારી નાટકશાળામાં ચુગલીખોરનું નવું નાટક આજ રાજઆજ્ઞાથી ભજવવામાં આવશે.

બીજો : એક અઘોરી ચાડિયો, ઓતિયો એનું નામ,
ચાડી ખાતો ગામની, પણ હૈયે નહીં હામ.
નફ્ફટ નિર્લજ નરપશુ, નકટો ને વળી નીચ,
નિર્દય ચુગલીખોર એ, –સૌ જાણીતી ખીજ.

[ તરત એક જણ ચાડિયાના વેશમાં બહાર આવી નાચ કરવા મંડી પડે છે. ઢોલનગારાં વાગે છે, અને મોંના ચાળાચસકા કરી ચાડિયા-નૃત્ય કરે છે. સહેજ વારમાં નૃત્ય પૂરું થતાં બધા એને ધબ્બા મારે છે, અને તરત ટોળું પ્રવેશે છે. ]

ટોળું : ઓતિયા ચાડિયા ! હાય હાય,
તને તે માતા ખાય ખાય;
ચાડિયાના ઘરમાં લાગે લ્હાય,
એને કોગળિયું ભરખી ખાય.

દાંડિયો : એઈ ક્યા લગાયા હે ? હઠો.

એક જણ : અબે તું કૌન હે ?

દાંડિયો : હમ સરકારી દાંડિયા હે.

એક જણ : હેં, હેં, તો ક્યા હે ? દાંડી પીટની હે, તો પીટો.

દાંડિયો : અરે પણ તમે બધા ઘોંઘાટ ઓછો કરો ત્યારેને! સાંભળો. (ડિંડિમ) આથી સરવે લોકોને ખબર (ડિંડિમ) આપવામાં આવે છે કે મહારાજાની આજ્ઞાથી (ડિંડિમ) આવતી કાલે અહીંની નાટકશાળામાં રાજાજીના કુંવરના જનોઇના ઉત્સવ તરીકે (ડિંડિમ) ચુગલીખોરનું નાટક ભજવવાનું છે, તે જોવા સૌ કોઇએ પધારવું...રાજાજી પંડે એ જોવા પધારવાના છે.

એક જણ : અરે શાબાશ. અમે પણ એની જ જાહેરાત કરવા નીકળી પડયા છીએ.

દાંડિયો : પણ આ તો રાજઆજ્ઞા છે.

એક જણ : અરે, પણ આપણે તો ફરી ફરીને પાછા નાટકશાળાની પડખે જ આવી ઊભા-અને તમનેયે દાંડિયાજી અહીં જ દાંડી પીટવાની જગ્યા મળી? અરે ગામમાં જાઓ. ગામમાં.

બીજો : અરે ચલો ચલો, મોડા થઇશું તો મોટા ખીજાશે. ચાલો ભાઇઓ.

શાબાશ રે મારા દાંડિયાજી,
તમે ઊંચે ચગાવ્યા ચાડિયાજી.

ચાડીચુગલી જે કરે, એનું જાશે સત્યાનાશ,
આ દુનિયાથી ટાળજે, પ્રભુ ચાડિયાનો ત્રાસ.
નાટક જોવા આવજો, કુટુંબકબીલા સાથ,
ટિકિટ બહુ મોંઘી નથી, સહાય કરે જગનાથ.
ચૌટે ચકલે ચાડિયાજી.

[ બૂમ મારતું ટોળું ચાલતું થાય છે. ટોળું ચાલી ગયા પછી એક બાજુથી ઓઝો ગુર્જર પ્રવેશે છે. સાથે અકો હાથમાં ચોપડો લઈને આવે છે. ]

ગુર્જર : અકાજી, હમણાં રાજા પધારશે. એની આગળ નાટક કરવાનું છે.

અકો : જી.

ગુર્જર : અભિનય જરા વધારે પડતો થવા દેજો. રાજાના મન ઉપર અસર કરવાની છે.

અકો : પણ ગુરુ, આપણે તો સાચી હકીકત જ બતાવવાની છેને ! આ નાટકમાં તો આપણે ચાડિયાલોકના પૂરા જુલમ લાવી પણ શક્યા નથી.

ગુર્જર : એટલે જ જરા અભિનય વધારે પડતો કરવા સૂચના આપું છું ને; જાઓ, અંદરથી બે ત્રણ માણસોને અહીં બેઠક બિછાવવા મોકલો; હું આવી પહોંચું છું અને તમે સૂબાના પાઠની તૈયારી કરો.

અકો : જી, આજે સૂબાનો પાઠ હું શી રીતે કરું ?

ગુર્જર : હં, નિર્બળ દમ વગરનો. પણ ચાડિયાઓના કરતૂકે એના તરફ ઘૃણા ઉત્પન્ન થાય એમ કરજો; જાઓ, આશીર્વાદ.

[ અકો જાય છે. ]

હેં આ શું ? રાજાને બદલે રાણી અત્યારે ? ધરા ! તમે ? કેમ ? અત્યારે ? એકલાં ?

[ ધરા પ્રવેશે છે. બીજી બાજુથી બે માણસો ગાદી ગોઠવવા માંડે છે. ]

ધરા : એટલું જ જાણવા કે આ હું શું સાંભળું છું ?

ગુર્જર : કાં તો દાંડી સાંભળી, કાં અમારી જાહેરાત સાંભળી.

ધરા : બંને સાંભળ્યાં–એટલે તો અહીં દોડી આવી.

ગુર્જર : તો તો કેવું સરસ ! નાટક જોવા દોડી આવ્યાં ?

ધરા : કેવું બોલો છો ? તમને શરમ પણ નથી આવતી ?

ગુર્જર : બસ એટલું જ ? કહોને, મોટાં રાજ્યાશ્રયે કલા નિભાવવા નીકળ્યા છો !

ધરા : કરડાકી ન કરો. સીધી વાત કરો. આ બધું શું છે ?

ગુર્જર : તમે જે જાણો છો તે જ. કુરકુરકુમારના જનોઇ મહોત્સવ નિમિત્તે આ નાટક રાણાજી જાતે જોવા પધારવાના છે.

ધરા : અને ઓઝો ગુર્જર એમાં ભાગ લેશે ? નાટકમાં પાઠ લેશે ?

ગુર્જર : બરાબર, ઓઝો ગુર્જર એ નાટકમાં જાતે પાઠ લેશે.

ધરા : એ ગુર્જર રંગભૂમિને રાજ્યસત્તાથી સ્વતંત્ર કરશે ?

ગુર્જર : હા, એ જ ઓઝો ગુર્જર રંગભૂમિને રાજ્યસત્તાથી સ્વતંત્ર કરશે.

ધરા : આ નથી સમજાતું, ગુર્જર. તમને રાજાની બીક લાગી ?

ગુર્જર : મને રાજાની બીક નથી લાગી. રાજાની પડખે રાજા કરતાંયે મોટા થઇ બેસનાર રાજાના કોટવાળની બીક લાગે છે.

ધરા : કોટવાળની બીક ? એને આપણે કેદમાં લીધો છે. હવે શું ?

ગુર્જર : જરા ધીરજ રાખો, ધરા. આ નાટક હેતુપૂર્વક જ યોજવામાં આવ્યું છે. હું માનું છું કે રાજાને કોટવાળના જુલમોની પૂરી ખબર પણ નહીં હોય. નાટકનું આખું આયોજન તમે વિચારશો એટલે એનો હેતુ પણ તમને આપોઆપ જ સમજાશે. મારે કોટવાળનો કાંટો કાઢવો છે. વારુ, એ પહેલાં મને અહીં રાજા માટે બેઠક ગોઠવાવી લેવા દો. હમણાં જ એ આવી પહોંચશે.

ધરા : પણ નાટક તો કાલે છે ને ?

ગુર્જર : અરે પણ અત્યારે આખરનો તાલીમપ્રયોગ છે.

ધરા : અને તે રાજાને જોવો છે ?

ગુર્જર : રાજાને એ જોવો હોય કે નહીં, પણ મારે એમને એ જોવડાવવો છે.

ધરા : કારણ ?

ગુર્જર : કારણ શેતરંજની રમતમાં વજીર ને બાદશાહ બંને એકી સાથે મહાત નથી થઇ શકતા.

ધરા : તે તમે આજે અહીં શેતરંજના દાવ ખેલવાના છો, કે રંગભૂમિ ઉપર ભાવ આલેખવાના છો ?

ગુર્જર : બંને. જુઓ, તમે અહીં બિરાજવા માગો છો કે અંદર ? રાજા તો હમણાં આવી પહોંચશે.

ધરા : હું ? હું તો અંદર જ રહીશ. હું અહીં આવી છું

એની એમને ખબર નથી; અંદર રહીને જોઉં તો ખરી કે ઓઝાજી કેવી શેતરંજ રમે છે!

ગુર્જર : ઠીક, તો વહેલાં વહેલાં અંદર જાઓ, રાજાજી પધારે છે; અને જરા રોષ ઓછો કરજો.

ધરા : ઓહો, એમ?

ગુર્જર : અને હું, જુઓ, તમે અંદર તૈયારી કરાવો; હું રાજાજીને પધરાવી સમજાવી આ હમણાં આવ્યો.

ધરા : તે શું તમે મને નટી સમજો છો?

ગુર્જર : સૂત્રધાર ગમે તેને ગમે તે કામ સોંપી શકે છે.

ધરા : (જતાં જતાં) ઠા...આ...આમ!

[ અંદરથી લંબાણથી નેકી પોકારવાનો અવાજ આવે છે અને થોડીવારે ડોલતાંડોલતાં રાજા ભૂપસિંહ પ્રવેશ કરે છે. ]

ગુર્જર : પધારો મહારાજ, હમણાં જ પડદો ઊઘડશે, અને છેવટનો તાલીમપ્રયોગ થશે. અને મહારાજ, આ ચોપડો આપને જોવા માટે ખાસ મુકાવ્યો છે.

ભૂપસિંહ : ચોપડો? ચોપડો શેનો?

ગુર્જર : એમાં આજના આખા નાટ્યપ્રયોગની વાત છે. એટલે કે આ નાટકની યોજના કલ્પના ઉપર કરેલી નથી; સત્ય હકીકત ઉપરથી જ ઉપજાવેલી છે. આ કહેવાય છે વખતચંદનો ચોપડો. ૧૮૫૧ની સાલમાં અમદાવાદમાં જે પરિસ્થિતિ હતી તે આમાં લખેલી છે. આ રહી, જુઓ.

ભૂપસિંહ : તમે જ વાંચોને, ભાઇ.

ગુર્જર : આ વખતચંદનો ચોપડો: લખ્યું છે કે સૂબા રામચન્દ્ર બહેરેના સમયમાં પ્રજાજનમાં કોઇથી સારું કપડું પહેરાતું નહીં. ગાડીઘોડા રખાતા નહીં. વેપારીથી માલની ઉઘરાણી જાહેરમાં થઇ શકતી નહીં. ત્યારે એક ચાડિયાનું ટોળું સૂબા પાસે ચાડી ખાતું. કોઇ પૈસાદાર છે એમ ખબર પડે કે સૂબો પૈસા કઢાવવા એ લોકોને હેરાન કરતો.

ભૂપસિંહ : માળો કોટવાળ ભારેનો જુલમગાર !

ગુર્જર : કોઇ રસ્તા ઉપર સારું ઘર બંધાવી શકે નહીં; કોઇ સારાં કપડાં પહેરી શકે નહીં; કોઇ ગાડીઘોડો રાખી શકે નહીં.

ભૂપસિંહ : અમદાવાદ શહેરમાં આવું બન્યું એમ ? આ બધી સાચી હકીકત ?

ગુર્જર : મહારાજ, આ વખતચંદનો ચોપડો હજી મોજૂદ છે. બીજા પણ ઇતિહાસ-પુરાવા હયાત છે. એમાં સ્ત્રીઓ ઉપરના જુલમોને તો હદ જ નથી. ચાડિયાનો ધંધો ધીકતો ચાલતો, અને એમાં કોટવાળનો ભાગ રહેતો.

ભૂપસિંહ : ઓલ્યો કોટવાળ જુલમ કરતો ?

ગુર્જર : હા, મહારાજ, અને એમાં એક બારોટની ધણિયાણીનો કિસ્સો તો ઘણો રોમાંચક છે.

ભૂપસિંહ : હા, હા, એ વાંચો.

ગુર્જર : વાંચું શા માટે, મહારાજ ? એ કિસ્સા ઉપરથી જ આ આખું નાટક ઉપજાવ્યું છે. એ તમે નાટકમાં જ જોશો.

ભૂપસિંહ : તો પછી ચોપડો શું કામ મગાવ્યો ?

ગુર્જર : એટલા માટે કે કોઇને આ બંધબેસતું આવે અને પોતાને માથે વહોરી લે, તો આપ કહી શકો કે આ ચોપડે લખેલી હકીકત ભજવી છે.

ભૂપસિંહ : અરે એવું કહેનારાનાં મોઢાં કાળાં; તમે તમારે ભજવોને !

ગુર્જર : મહારાજ, એમાં લખ્યું છે કે એ સૂબો નિર્દોષ શહેરીઓને રંજાડતો, એમની છાતી ઉપર મોટા પથ્થરો મુકાવતો, એમ જુલમ કરી એમની પાસેથી મોટી રકમો કઢાવતો, પ્રજા ઉપર ત્રાસ વર્તાવતો...

ભૂપસિંહ : હં ! હં !

[તરત ગુર્જર ઉતાવળે અંદર દોડી જાય છે, અને પડદો ઊપડે છે. તખતા ઉપર પાંચ-સાત શેઠિયાઓ ઉપર જુદીજુદી જાતના જુલમો થઈ રહ્યા છે. કોઈની છાતી પર પથ્થર છે, કોઈની છાતી પર હથોડા મારવામાં આવે છે, કોઈને ઊંધે માથે લટકાવવાની તૈયારી ચાલે છે. ]

સૂબો : હેઈ ! કોણ છે રે ?

ચોપદાર : (મોટેથી) સલામ સૂબા સાહેબ, આજ્ઞા !

સૂબો : હાં દેખો, યે મધે કોઈ શેઠ હા પાડે છે કે નહીં?

ચોપદાર : એ તો સાહેબ હજી કોઈ તૈયાર થસું નથી લાગતું.

સૂબો : તો ભારી પથ્થર મૂકો, પણ કબૂલાત લ્યો; ધ્યાનમાં

આવ્યા ? વારુ, હજી એ ચાડિયાલોક કેમ નથી આવ્યા ?

ચોપદાર : ઓતિયા ચાડિયા આવ્યા'તા સાહેબ, પણ ગોધિયા ચાડિયા આવ્યા તેની સાથે પાછા ગયા છે.

સૂબો : હેં, પણ એમ ચાડિયાલોક આવીને પાછા જઇ જ કેમ શકે ?

ચોપદાર : એ પાછા નહીં જ જઇ શકે, સાહેબ !

સૂબા : હેં, શું બોલ્યા ?

ચોપદાર : એ પાછા જઇ શકે, સાહેબ !

સૂબો : હેં શું બોલ્યા ? એ પાછા જઈ શકે છે, પણ અમને ભેટયા વિના પાછા કેમ જ જઇ શકે ?

ચોપદાર : કોઇ શેઠિયાને પકડવા ગયા છે, તેને લઈને પાછા આવશે, સાહેબ.

સૂબો : ઠીક છે. કોઇ પણ શેઠિયા માનતા નથી ? અરે આ તે ગામ છે કે શહેર ? અમદાવાદમાં આવા શેઠિયા. રહે છે ?

ચોપદાર : સાહેબ, આ શહેરના શેઠિયાની વાતો જ ન કરતા. બહુ જિદ્દી શેઠિયા, સાહેબ.બહુ કંજૂસ શેઠિયા, સાહેબ.

સૂબો : ખરી વાત છે. એમના પાસેથી પૈસા છૂટતા જ નથી. ઠીક, એનાં શું નામ છે ?

ચોપદાર : એનું નામ શેઠ ગફૂલભાઈ બબલચન્દ.

સૂબો : ગફૂલભાઇ બબલચન્દ ! આ અમદાવાદના શેઠિયા

નામ પણ કેવાં કેવાં રાખે છે! એને પૂછો કે પચાસ હજાર આપશે?

ચોપદાર : એઇ શેઠિયા, એઈ, સૂબાસાહેબ પૂછે છે કે રકમ ભરી દેશો, કે છાતી તોડાવીને જ આપશો? અરે ભલા ભાઈ, આમ પણ આલવા અને તેમ પણ આલવા, તો માર ખાઇને શા હારુ આલવા? જરા વેપારીબુદ્ધિ તો રાખો.

ગફૂલભાઇ : (ધીમેથી) આલીશ, . આલીશ.

ચોપદાર : એ ધીમેધીમે કહે છે કે આલીશ.

સૂબો : પણ એ ધીમાધીમા કેમ બોલે છે? દાળમાં કંઇ કાળા લાગે છે.

ચોપદાર : એઇ શેઠિયા, સૂબા સાહેબ પૂછે છે કે ધીમાધીમા કેમ બોલે છે? એમને દાળમાં કંઈ કાળા લાગે છે. માળો શેઠ પણ બહેરો લાગે છે; આ બંને બહેરા લાગે છે. એ શેઠિયા, દાળમાં શું કાળું છે? સાહેબ, એ ઈશારતથી કહે છે કે છાતીએ વજન છે તેથી બોલાતું નથી.

સૂબો : હં! કેવા મૂરખા મનુષ્ય છે. છાતી પર પથ્થર છે, પણ જીભ પર તો પથ્થર નથીને! વારુ, એના પર કેટલા કલાકથી પથ્થર મૂકવામાં આવ્યા છે?

ચોપદાર : તે તો સાહેબ, આગલો પહેરેગીર જાણે. હું અહીં આવ્યો તેવારનો તો આ દીઠો છે. અહીં એના કોણ હિસાબ રાખે છે, સાહેબ!

સૂબો : તો હમણાં પથ્થર ઉઠાવી લ્યો. હજી પેલા ચાડિયા લોક પણ નથી આવ્યા. કેવા બેદરકાર મનુષ્ય છે!

[ગફલ, મુડદું બેઠું થાય એમ બેઠો થાય છે.]

ચોપદાર : અરે મારા શેઠિયા, પહેલેથી હા કહી દીધી હોત તો આ છાતીનાં પાટિયાં તો ન બેસી જાત! હવે ઘરભેગા થઈને બાયડી પાહે શેક કરાવો.

સૂબો : રકમ આપવાના હા કીધા કે નહિ?

ચોપદાર : કેમ, રકમ આપી દેશોને? એક સૂબાસાહેબનો ભાગ, બીજો ચાડિયાઓનો, અને ત્રીજો નાનો સરખો આ અભાગિયાનો ખરોને?

ગફલશેઠ : હા, હા, આ...આ . હં, હં.

ચોપદાર : સાહેબ, તદ્દન આવી રહ્યા છે. મને લાગે છે કે ધબી જ જશે.

સૂબો : શું મરી જશે? તો તો એની બધી દોલત જ મળશેને? હી હી હી, ઠીક જો, સિપાઈ, અમે કચેરીમાં બેઠા છીએ. ચાડિયાલોક આવે તો અમને વરદી દેજે. અને એ લોકો પર બરાબર નજર રાખજે. [જાય છે.]

ચોપદાર : જાઓ શેઠ, ઘરભેગા; અને રકમ મોકલાવી આલો, સમજ્યા? નહીં તો ઓતિયો ચાડિયો હમણાં આવવામાં. અને એનો જુલમ તો તમે જાણો છો, શેઠિયા.

[ગફલ હાંફતોહાંફતો ખૂણામાં જઈને બેસે છે, અને ઓતિયો ઉતાવળે પ્રવેશ છે. એણે ખેસ, અંગરખું અને પાઘડી પહેર્યાં છે. ચાલ ઉતાવળી, બોલવાનું પણ જરા ઉતાવળે, લહેકો અમદાવાદી. ]

ઓતિયો : અલ્યા ચોપદાર !

ચોપદાર : જી, ચાડિયાસાહેબ !

ઓતિયો : 'લ્યા મૂરખા, ઉત્તમચંદ સાહેબ નથી કહેવાતું ?

ચોપદાર : જો હુકમ, ઉત્તમચંદ સાહેબ.

ઓતિયો : ગોધિયો નથી આયો ?

ચોપદાર : ના, ભાઈશાબ સાહેબ.

ઓતિયો : વારુ, અલ્યા આમ આય; જો, સૂબેસાબ ક્યાં છે ?

ચોપદાર : સૂબાસાહેબ પણે દફ્તરમાં બેઠા છે.

ઓતિયો : વારુ; જો અલ્યા, આમાંથી કોઈએ માન્યું ?

ચોપદાર : આ પેલા ગફલશેઠે રકમ આલવાની હા પાડી છે. બાકી આવા આ તો હજી ના ને ના જ પાડે છે. કહે છે કે પૈસા જ નહીં હોય તે ક્યાંથી આલીએ ?

ઓતિયો : હંએ. કોણ ? આવા આ, ગોપીચન્દ ઘેવરચંદ ! પૈસા નથી, ગોપીચન્દશેઠ પાસે પૈસા નથી ! મારા બેટા જૂઠું બોલવામાંયે પાછું ફરીને નથી જોતા ! અમારી ખબર ખોટી એમ ? ચોપડા જોયા છે ને ! અલ્યા ચોપદાર, ચાલ એ બધાને પેલી કાળી કોટડીમાં ભર. અને કબૂલ ના થાય ત્યાં લગણ ખાવાનું નહીં આલતો.

ચોપદાર : વારુ સાહેબ, અને ગફલશેઠ...

ઓતિયો : હાં, ગફલશેઠને મેડી પર બેસાડ; હું હમણાં સૂબા સાહેબને સલામ ભરીને આયો.

ચોપદાર : વારુ, સાહેબ.

[જવા માંડે છે એટલામાં ગોધિયો પ્રવેશે છે.]

ઓતિયો : હેં અલ્યા ગોધિયા, કેમ મોડો પડ્યો ?

ગોધિયો : પેલા ફોજા ફાફડિયાના મુનીમ પાસે ગયો'તો.

ઓતિયો : હા...આ...લ્યા. આપણો ફોજો ફાફડિયો !

ગોધિયો : મારા બેટાને હમણાં તો સારો તડાકો પડ્યો છે. હાથ નાંખે ત્યાં સોનું મળે છે.

ઓતિયો : જો નખ્ખોદિયો !

ગોધિયો : અને ફોજાની વહુ–હીહીહી.

ઓતિયો : માનકોરશેઠાણી ? હાં'લ્યા...

ગોધિયો : મારી બેટી જાલીમ ઓલાદની છે.

ઓતિયો : તે તું એની ઓલાદ પારખવા ક્યાં હેંડ્યો !

ગોધિયો : મુનીમે કીધું. [ કાનમાં કહે છે. ]

ઓતિયો : વાહ માનકોરશેઠાણી ! ત્યારે કરો રાયતું. આ હમણાં સૂબાને કાને, કે કાલે કતરાઇ જાણ.

ગોધિયો : આટલા તો દાગીના રફે કરી નાંખ્યા. અને ઉપરથી થેલી પકડાવી તે જુદી.

ઓતિયો : માનકી પણ ભારેની ઉસ્તાદ ! અને ફોજાને ખબરે નથી ! ખરો ફોજો ફાફડિયો તો ફાફડિયો જ છે.

ગોધિયો : અરે એનામાં મીઠું જ ક્યાં છે ? હં, આ બીજી ટીપ.

ઓતિયો : અરે મોઢે જ કહી દેને; હું વળી ટીપો ક્યાં વાંચવા બેસું !

ગોધિયો : આ જુઓ ત્યારે, આપણે જોતા રહી ગયા અને

ગોપીચન્દશેઠે હવેલી ખેંચી; પેલા સીધવાની પોળવાળા ગેબીલાલ ફોગટચન્દે કબાલો ગોઠવ્યો; અને પેલા અલ્લક ઝોળીએ ઊડતી ચલ્લી પાડી.

ઓતિયો: અલ્લક ઝોળી! એ કાગડાને હાથે કોણ ચડી ગયું?

ગોધિયો: દહીંથરા જેવી રતન–આપણા લુણકરામની દીકરી.

ઓતિયો: હેં અલ્યા! ખોટી વાત!

ગોધિયો: મારા સમ. કાલે પાંચ વાગ્યાનો મારો બેટો ગાડીમાં ઘાલી એને શહેરબહાર આંટેફેરે લઇ ગયો હતો.

ઓતિયો: પણ હાથે કેમ ચડી?

ગોધિયો: દેરે જતાં. ભગવાન જેવો ભગવાન મદદગાર હોય ત્યાં શું થાય?

ઓતિયો: ત્યારે તો હેં'લ્યા, સૂબાસાહેબને કહીએ.

[ સૂબો પ્રવેશે છે. ]

સૂબો : અરે સૂબાસાહેબને શું કહેવાના છે? કેટલી વેળ પછી તમે આવ્યા? તમે ચાડિયાલોકોને સમયના બિલકુલ કિંમત જ નથી.

ગોધિયો: અરે બાપજી! હેં હેં હેં સૂબાસાહેબ, એ શું બોલ્યા? અમે ચોવીસે કલાક આપની સેવામાં હાજર જ છીએને, મહારાજ. ઓ સૂબાસાહેબ!

ઓતિયો: આપની જીભે બોલ આવે એ પહેલાં અમે ઝાલ્યો જ છે.

ગોધિયો: અરે ચોપદાર, ચોપદાર, સૂબાસાહેબ આવ્યા છે.

બેઠક લાય, પેલી બેઠક લાય, પંખો નાખ, પાણી લાય, ’લ્યા ચોપદાર !

સૂબો : નહીં, નહીં, અમારે બેસવા નથી. બેઠી બેઠીને થાકી ગયા. ચાલો, કંઇ નવી બાતમી છે કે એમને એમ જ આવ્યા છો ?

ઓતિયો : અરે એમ હોય સૂબાસાહેબ ? આ તે શહેર છે કે મસાણ ? ચાર દિવસમાં તો અહીં બે વાર પૂનમ આવી જાય.

ગોધિયો : નહીં મહારાજ, અમદાવાદ શહેરમાં તો રોજની જ પૂનેમ.

સૂબો : પણ તેથી અમને મુદ્દામ લાભ શું ?

ઓતિયો : અરે કંઇ વાત છે, સૂબાસાહેબ ! રામચન્દ્ર બહેરેની સૂબાગીરી ચાલે અને અમે બેઠા માંખો મારીએ ! મહેનત કરી, જીવને જોખમે પણ લાભ કરાવી દઇએ એવા છીએ અમે. જુઓ સાંભળો, સાહેબ, પેલો ફોજો ફાફડિયો-તઇણુ હવેલી છે, એની પાસે.

સૂબો : હા, હા, ઓળખાણમાં છે.

ઓતિયો : એની શેઠાણીની વાત છે. નગદ ધણી છે. વીશ લાખનો આસામી; ઓછામાં ઓછા વીશ લાખ કલદાર.

સૂબો : વીશ લાખ !

ગોધિયો : ચોપડા મગાવી જુઓને, તરત ખાતરી. આ વીશ તો અમારી રોકડની અટકળ; સોનું ઝવેરાત તો જુદું.

ઓતિયો : ભોંયરે દાટ્યું છે, મહારાજ, ભોંયરે.

ગોધિયો : અને બીજા દશ લાખનો કબાલો ઊભો પડ્યો છે. એને સાણસામાં લેવો જરા અઘરું તો છે.

ઓતિયો : ના, ના, 'લ્યા ગોધિયા, હું છું ને! એને શું, એના બાપનેયે શીશામાં ઉતારીએ. આ પહાણો છે કે નહીં?

ગોધિયો : એ તો બરાબર, પણ આ તો જરા કહું છું.

ઓતિયો : ના, ના, કહું છું બહું છું કંઈ નહીં. સીધી રીતે ના માને તો લાવવાનો અહીં. અરે તું ફકર ન કરને. મુદ્દામ વાત આપણી પાસે છે પછી શી ચિંતા?

સુઓ : પણ ત્યારે વેળ શેના છે?

ઓતિયો : અરે કશી નહીં. આ તો આપને એક વાત કહી. બીજી તો હજી ઘણી છે. આ ફોજાને તો પાર નાખ્યો જ સમજો. અને પછે અલકો. પેલો ગફલ તો માની જ ગયો છે. અલ્યા ગોધિયા, પહેલાં તો ફોજાની ધણિયાણીને અહીં બોલાવી મગાવાની ત્રેવડ કર. બાકી તો હું બધું પતવી દઇશ.

ગોધિયો : અને હાં મહારાજ, એક વાત કહેવી રહી ગઇ. હરિસંગ બારોટની ધણિયાણી સદુબા. બહુ તેજી બૈરું છે અને અણુસારામાં અલકમલક ધ્રુજાવે એવી છે. બારોટ પાસે નગદ નાણું ઘણું છે. એ બૈરી હાથ પર ચડે તો બેડો પાર.

ઓતિયો : અરે એને હાથ પર મારે ચડાવવી. બૈરીની જાતને હાથ પર ચડાવવી એમાં શી મોટી વાત છે?

સૂબો : તો પકડી મગાવો; પણ એને શી રીતે કાબૂમાં લેશો ?

ઓતિયો : એ મારું કામ. લાલચથી કઇ બૈરી લલચાતી નથી? બે સાડી ને ચાર પોલકાં...કે સ્ત્રીની જાત પાણી પાણી.

ગોધિયો : પણ ઉત્તમચંદભાઈ, આ જરા પાણીદાર બૈરું છે.

ઓતિયો : તો આ ઓતિયો ચાડિયો પણ ક્યાં મીઠા વગરનો છે ? બોલાવી મગાવો. એ ચોપદાર, એલ્યા ચોપદાર ! ક્યાં સળગી ગયો ?

ચોપદાર : જી, હજૂર ?

ઓતિયો : જાઓ, ભાટવાડામાં જાઓ, સમજ્યા, ભાટવાડામાં.

ચોપદાર : શાહપુરમાં ?

ઓતિયો : મારો બેટો, હોશિયાર તો ખરો. બરાબર શાહપુરમાં, હરિસંગ બારોટને ત્યાં. ને જો, 'લ્યા, બારોટ બહાર ગયો હોય ત્યારે જજે, અને કહેજે કે કચેરીમાં સૂબાસાહેબ બોલાવે છે-માનઅકરામ આપવાનું છે, અને ઇનામજાગીરનો પણ સવાલ છે. સમજ્યો? કોઈ પણ રીતે મનાવી, સમજાવી, ફોસલાવી, પટાવી, લલચાવી લઈ આવ. સમજ્યો ? બસ લઈ આવ.

ગોધિયો : કામ ફતેહ થવું જોઇએ. એમાં ફાવ્યા છીએ તો તારો ભાગ પણ સહી. જા દોર 'લ્યા.

[ ચોપદાર જાય છે. ]

ઓતિયો : એને ત્યાં ચાર શેઠિયા વારાફરતી આવી

ગયા. આ યાદી : એક હરિવલ્લભદાસ, બીજા વનેચંદ, ત્રીજા રાધાકિસનદાસ અને ચોથો લુણકરામ; આ નામ દેજો.

ગોધિયો : બરાબર.

ઓતિયો : અને પછી દબડાવવાની. કબૂલ કરે છે કે નહીં? અમારી પાસે શાહિદી છે. એટલે કબૂલ કરશે જ.

ગોધિયો : શરમની મારી એ કબૂલ કરશે જ ને. ક્યાં જવાની છે?

ઓતિયો : કહેવું કે, જો અમે કોઈને નહીં કહીએ, અને દાગીના આલી જશે તો સુબાસાહેબ દયા ખાઈ તને જતી કરશે, અને વાતને અહીં દાટી દેશે.

ગોધિયો : બરાબર, આ ચાર ભાં તોયે નહીં જાણે, કેમ સાહેબ?

સૂબો : તમે બે કરશો એમાં મારે પછી શું કહેવાનો છે? પણ રકમ સારી મળવા જોઈએ.

ઓતિયો : મળવાની જ. આ બાજુ સદુબા ભાટડી, અને પેલી બાજુ ફોજા ફાફડિયાની શેઠાણી. મહારાજ, મહેનત કરીને ભાગ લેવો છે; અમસ્તો હરામનો પૈસો અમારે ન ખપે. હવે બાપજી, આપ આરામ કરો; એ આવે એટલે કચેરીમાં લઈ આયા જ સમજો.

ગોધિયો : હા મહારાજ, આપ આરામ કરો. અને હાં, જો પાછું મને યાદ આયું. કાલે એક નવો ચાહિયો મળ્યો છે. એનું નામ છે તો...શું બળ્યું છે તો...હાં, જશરાજ ઠક્કર. આમ તો ઠીક લાગે છે. ટોલ્લા મારવામાં એક્કો, અને છે વગવસીલાવાળો. પૈસાની તાણ તે આ ધંધામાં પડવા માગે છે.

સૂબો : ઉત્તમચંદને કહો; અને એને કબૂલ હોય તો પછી અમારા સમક્ષ લઇ આવો, કેમ?

ઓતિયો : હા, હા, એની તમે કંઇ ચિંતા ન કરો. ભલભલાની નાડ હું પારખી લઉં એમ છું; આવવા દો. આપ પધારો.

[ સૂબાસાહેબ જાય છે. ]

જો, અલ્યા ગોધિયા, આ સદુબાનું પાકું કરજે, હં. અને પછી ફોજાને હાથ લેવાનો છે. આ બહેરેખાન તો સાવ ઢીલો છે, સમજ્યોને?

[ જશરાજ પ્રવેશે છે. ]

ગોધિયો : આવો આવો જશરાજ ઠક્કર. આ અમારા ઉત્તમચંદ. ઓતિયાભાઈ, આ આયા આપણા નવા ચેલા.

જશરાજ : નવો ચેલો કે નવો ચાડિયો ?

ઓતિયો : પહેલા ચેલા તો ખરાસ્તો. ચાડી ખાવાનો ધંધો લોકો ધારે છે એટલો સહેલો નથી તો.

જશરાજ : એટલેસ્તો તમારી પાસે શીખવા આવ્યા છીએ. જાણવામાં આવ્યું કે એ કળામાં આપ પૂરા કસબી છો, એટલે અહીં આવ્યા.

ઓતિયો : તો ! કસબ તો ખરોસ્તો; પણ એકલો કસબ ના કામ લાગે. એમાં હિમ્મતનું કામ છે, ભાઈશાબ. ચાડી ખાવાનું તો મોટું શાસ્તર છે શાસ્તર.

જશરાજ : અરે તો ભાઇશાબ, મારા જેવા ગરીબને એનું રહસ્ય તો સમજાવો.

ઓતિયો : એમાં તો કેટલી તપસ્યા કરવી પડે, તપસ્યા; તો એનો તાગ આવે. આ ચાડીચુગલી તે લોકો ધારે છે એટલી ખરાબ નથી. એમાં તો સામા માણસને નીતિને રસ્તે ચલાવવાનો કીમિયો છે; સુધારવાનો ઉપાય છે. કેમ 'લ્યા, ગોધિયા ?

ગોધિયો : તો નહીં ? સરકાર માબાપની તિજૂરી ભરવાની જડીબુટ્ટી છે.

ઓતિયો : અને આપણો રોટલો કઢાવવાની યુક્તિ છે.

જશરાજ : એ બરાબર.

ઓતિયો : ચાડી ખાવી સહેલી નથી; એમાં મહેનત પડે છે. મોટે ભાગે તો એમાં આખી ને આખી વાતો જોડી કાઢવી પડે છે. અને તે ખરી હોય એવું મનાવવા ચતુરાઇ વાપરવી પડે છે. કેમ'લ્યા ગોધિયા ?

ગોધિયો : નહીં તો ? આજે ફલાણા શેઠનાં ઘરવાળાં પડોશી સાથે નાસી ગયાં. આજે ફલાણા શેઠિયાએ આટલા માલનો કબાલો કર્યો.

ઓતિયો : દરેક જાણીતા શહેરી શેઠિયાના વેપાર પર, એની ચાલચલગત પર, એનાં ઘરવાળાંની રહેણુક ઉપર બારેની નજર રાખવી પડે છે, કે...

જશરાજ : અને નહીં તો એમને માટે આખી વાત ઉપજાવી નાખવી પડે છે.

ગોધિયો : પાકું બરાબર પાકું. અમારા ઉત્તમચંદભાઇએ એ પર એક કડી જોડી છે.

જશરાજ : વાહવાહ ! એ ત્યારે કવિ પણ છે ?

ઓતિયો : હવે કવિ તે કઈ વાડીનો મૂળો? એ તે શું કવિતા જોડતો હતો! જુઓ સાંભળો:

ચાડીથી સુધરે સંસાર, ચુગલીથી ઊઘરે અન્ધાર,
ચાડીચુગલીમાં પોબાર, લક્ષ્મી આવે અપરંપાર.
જે જુગતી એ જાણે નહિ, જનમ એનો એળે સહી.

[ ચોપદાર પ્રવેશ કરે છે. ]

ચોપદાર : આ લક્ષ્મીને લઇ આયો; એ સદુબા આવી છે.

ઓતિયો : હેલ્યા, સદુડી આઇ? તું તો ખરો, 'લ્યા હોશિયાર! લાય લાયને, અહીં બોલાયને, એનો ભેગો નિકાલ કરી નાંખીએ.

[ સદુબા પ્રવેશે છે. ]

સદુબા : સૂબાને મારું શું કામ પડ્યું? સૂબા ક્યાં છે?

ઓતિયો : ઓહો, ને સદુબાઇ, તમારે તો સીધી સૂબા સાથે મસલત કરવી છે એમ? જુઓ, આ અમને સૂબા સાહેબે વાત કરી. તે આ તમને કહું છું. એમને પાકે પાયે ખબર પડી છે, પૂરી સાબિતીઓ છે.

સદુબા : પણ શેની ખબર પડી છે?

ઓતિયો : આ તે તો કહું છું. એમ ફોગટના સતા થવાની કશી જરૂર નથી. લો સાંભળો. હા, જરા તમે ભાઇઓ પડખામાં બેસો તો; 'આ તો બાઇમાણુસની આબરૂનો સવાલ–ખરુંને ગોધિયા!

ગોધિયો : હાસ્તો. એ તો તમારે કાને વાત આઇ તે તમે પેટમાં રાખો, નકર બીજો કોણ રાખે? હેં'ડો'લ્યા

જશરાજ, ઉત્તમચંદભાઈને જ મગનું નામ મરી પાડવા દો. [ જાય છે. ]

સદુબા : પણ આ શી વાત છે, ને આ બધું છે શું ?

ઓતિયો : અરે એમ આકળા થયે કેમ પરવડે ? હોય, બાઇમાણુસ છે, તે ભૂલ થઈ પણ જાય. ભૂલ તો કોણ નથી કરતું ? ભલભલો રાજો માણુસ પણ ભૂલ કરી નાંખે. કહો, હવે વાત અહીં જ દાટવી છે કે આગળ ચોળીને ચીકણી કરવી છે ?

સદુબા : પણ કઇ વાત ?

ઓતિયો : કઇ વાત ? હીહીહીહી. અરે આ સૂબાસાહેબને કાને આવી છે, એવી એ વાત. એ તો હજી ઠીક છે બાઇ, કે કોઇ વધારે નથી જાણતું.

સદુબા : જુઓ, અમે છીએ બારોટની જાત. અમારી સાથે જે હોય તે સીધી વાત કરો. હજી તો હું, તમે કોણ છો તેયે નથી જાણુતી. સૂબાસાહેબ કયાં છે ?

ઓતિયો : ઓવે તો ! સૂબાસાહેબ એકદમ તારી સાથે વાત કરશે ! હું સૂબાસાહેબનો વિશ્વાસુ માણુસ-મારું નામ ઉત્તમચંદ.

સદુબા : ઉત્તમચંદ ! હાય, હાય ! ઓતિયો ચાડિયો તે તું ?

ઓતિયો : એ હું જ સદુડી, સમજી હવે ? હવે બોલ વાત અહીં ઢાંકવી છે કે ગામ ભેગી ચચ્ચાવવી છે ?

સદુબા : પણ કઇ વાત, તે તો હું જાણું ?

ઓતિયો : એક તો જાણે એમ કે હેં...હેં તું બારોટની જાત, છતાં તેં મુલકચંદને ત્યાં ભાણું માંડ્યું, ખરું ?

સદુબા : શું ?

ઓતિયો : અને બીજી વાત એમ કે તેં લુણુકરામ શેઠ સાથે આડો વહેવાર—

[સદુબા ઓતિયાને તમાચો ચોડી દે છે.]

સદુબા : મેર મૂઆ ભૂંડા ચાડિયા ! કમજાત ! કમોતે કોગળિયે કાં નથી મરતો ? જીભડી કપાઇ કેમ નથી જાતી ! ફાટયું ફાટયું બોલછ તે !

ઓતિયો : હવે બુમરાણુ છોડને ! આખું ગામ જાણે છે, અને હવે સતી થઇ બેસેછ ? સાલી ભાટડીની જાત !

સદુબા : ચપ રે', પાપી પેટના !

ઓતિયો : અરે અમારી પાસે શાહેદ પુરાવા છે.

સદુબા : શાહેદ પુરાવા ! ફાટી પડજો તારા તરકટી શાહેદ પુરાવા ! આખું ગામ જાણે છે, ઓતિયો ચાડિયો કઇ ઓલાદનો છે તે. મેર મૂઆ, જીવતર બગાડયું તો ધૂળ નાંખી, પણ માની કૂખ પણ લજાવી. ગના વિના આળ ચડાવતાં શીખ્યો, ને હવે બાઇમાણુસની આબરૂ પર બટ્ટો લગાડવા બેઠો છે !

[ ગોધિયો પ્રવેશે છે. ]

ગોધિયો : હવે બેસ બેસ ! મોટી આબરૂની કટકી ના જોઇ હોય તો ! સાલી ધોળે દા'ડે છિનાળાં કરછ અને ઉપરથી પતરાજી કરછ ?

ઓતિયો : સીધે સીધા સોનાના દાગીના આલી દે, ગલ્લો આંહીં ધરી દે, નહીં તો શે'રમાં ફજેતીના ફાળકા થશે,

આબરૂ ફૂટી બદામની નહીં રહે, અને મોઢું ઊંચું લઇને નહીં ફરાય.

ગોધિયો : આ તો ઠીક છે, કે મુદ્દામ વાત અમારે કાને આવી, તે અમે આ અહીં દાટવા નીકળ્યા; તને બેઆબરૂ થતી બચાવવા નીકળ્યા. અને એ ભલમનસાઇ પેટે સામી બાઝવા આવછ !

ઓતિયો : હોય, બાયડીની જાત–ભૂલ થઇ જાય; કઇ બાયડી ભૂલ નથી કરતી ? પણ મરદજાત એને બચાવી જ લે છેને ?

ગોધિયો : પણ તું તો ભારે નીકળી ! સામી બાઝછ ! પણ એકવીશ વર હંગાથે સાથે પરણાવી હોય તો તે બધાને હાથતાળી આપી નાસી જાય એવી કમજાત.

ઓતિયો : મૂગી કેમ ઊભીછ ! આ સૂબાસાહેબ પાસે વાત પહોંચી એટલી જ વાર. પછી બદચાલની બાયડી માટે સૂબાસાહેબની સજા તેં હજી જાણી નથી. એમાંથી બચવું હોય તો આંકડો પાડી દે, ઘરાણું હાજર કરી દે, નહીં તો ચોકમાં ઊભા રહેવાની તારે સારુ જગ્યા નથી. આટઆટલા શેઠ હંગાથે આવડો આડો વહેવાર !

ગોધિયો : જીભ તો અમારી ખેંચી કાઢવા નીકળી હતી. પણ જીભડી તો તારી સિવાઇ ગઇ છે. બોલ કેવોક તોડ કાઢછ, કુળબોળુ ?

સદુબા : સદુબાની જીભ સિવાઇ નથી ગઇ. મારી જીભ માતાજીના જાપ જપવામાં સતને મારગે ચડી હતી. ઓ ઓતિયા ચાડિયા, માતાની વાણી સાંભળ.

અમે રહ્યાં બારોટની જાત; અમારા પર માતાજીની કિરપા. તમે બારોટની નિર્દોષ અસ્રી પર કલંક ચડાવ્યું છે. એના ચરિત ઉપર આળ ચડાવ્યા છે. તો ભલે, આખીએ બારોટ જાત એનું વેર લેશે, માતાજી મારી વહારે ધાશે, તમે તો રવડી રઝળીને કમોતે મરશો. સૂબાની સૂબાગીરીનો અંત આવજો, સદુબાનું ચરિત પૂરેપૂરું વિશુધ્ધ હોય તો એના સતના પરમાણ રૂપે મારો શાપ ફળજો.

ઓતિયો : હીહીહીહી...હીહીહીહી.

ગોધિયો : કળજગમાં ખરી સતી પાકી !

સદુબા : મારી કકળાવી છે એથી હજારગણી તમારી આંતરડી કકળજો. તમારા વંશવારસનું નિકંદન થજો, ધણીરણી વિનાનાં તમારાં હાડકાં ધૂળ ભેગાં રવડજો. મહામાતા, મહામાતા, મારા પતિ વિના મેં બીજા કોઈનો વિચાર સરખોયે ન કર્યો હોય તો મારો શાપ ફળજો.

[ અંદરથી 'જે અંબે' 'જે અંબે'ના અવાજ સંભળાવા લાગે છે. રંગભુમિ પરથી સદુબા સડસડાટ જે દિશામાં અંદર ચાલી જાય છે તે દિશામાંથી કંકુગુલાલ ઊડીને આવતાં જણાય છે, ઝાંઝકરતાલનો સાજ પણ વાગતો સંભળાય છે. ઓતિયો અને ગોધિયો આભા જેવા ઊભા રહી જાય છે. ધીમેથી અવાજ દૂર જતાં, છેવટ બંધ થઈ ગયા પછી, જશરાજ અંદરથી આવે છે. ]

જશરાજ : કેમ આમ ડઘાઇને ઊભા છો ? આટલી એક બારોટણથી ગભરાઇ ગયા ?

ઓતિયો : અરે એમ મૂઈ બારોટની જાતથી કોણ ગભરાય છે !

જશરાજ : પણ તો અહીંથી એને ચાલી કેમ જવા દીધી ? હવે એ બારોટની જાતનું ભલું પૂછવું. અને એમાં જો સદુબા સતી થઇ છે......

ઓતિયો : સદુડી અને તે સતી ! હીહી...અલ્યા શું બોલછ ! ભાયડો જીવતા તે વળી બાયડી કદી સતી સાંભળી છે ?

ગોધિયો : અને તે પણ વળી કળજગમાં !

ઓતિયો : અને ભૂલથાપમાં થઈ ગઇ, તો આ તો બારોટની જાત; એક ગઇ તો બીજી. કોથળીનું મોં છોડ્યું કે બાયડી જ બાયડી.

જશરાજ : પણ આ ઝાંઝતાસાં વાગ્યાં અને આ કંકુગુલાલ ઊડ્યાં તેનું શું ?

ઓતિયો : અરે એ તો માયાજાળ. આ સદુડીને તમે ઓળખતા નથી. મારા તમારા જેવા તો બારને વેચી ખાય એવી માયા છે. એ સ્રીચરિત તમે નથી જાણ્યું. ઢોંગધતુરા કરવામાં એવી એ બુદ્ધી ઉસ્તાદ. મારી બેટી ભારેની ચબરાક. જો ફેલ કીધો છે તે ! બહારને બારણે તાળાં, અને પાછલા દરવાજા ખુલ્લા, સમજ્યા ?

[ ધીમે ધીમે 'મારો' 'કાપો' 'પકડી લાવો' વગેરે ટોળાના અવાજો દૂરથી પાસે આવતા સંભળાય છે. ]

ગોધિયો : એલા ઓતિયા, આ અવાજ શેના આવવા માંડયા?

ચોપદાર : મારી નાંખ્યા રે બાપલિયા.

ઓતિયો : પણ અલ્યા શું છે? આવડી પોક શેની મૂકછ?

ચોપદાર : અરે નાસો મારા બાપલિયા! તમને તે હું શું કહું? આ હું તો જોતો રહી ગયો અને સદુબાએ, કહે છે જીભ કચડી આપઘાત કર્યો.

જશરાજ : આપઘાત કર્યો!

ચોપદાર : અરે ભાઇશાબ, જોતજોતામાં તો એના હાથમાંથી અંગારા છૂટવા લાગ્યા; લોકોએ 'જે અંબે' પોકારી; કંકુની પગલીઓ પડવા માંડી, અને સદુબા સતી થઇ ઢળી પડયાં.

ઓતિયો : મારો બેટો તું ભારેનો નાટકી નીકળ્યો.

ચોપદાર : અરે નાટકીની તો ખબર પડશે. જીવ વહાલો હોય તો દોટ મેલી નાસો. આ બારોટલોકો સદુબાને ખોળવા નીકળ્યા'તા તે ત્યાં એકઠા થઇ ગયા, અને હોકારો બોલાવતા આ બાજુ હમણાંકને આવવામાં.

ગોધિયો : ખા મારા સોગન!

ચોપદાર : અરે તમે તો બહેરા મૂઆ છો કે કોણ છો-? આ અવાજે નથી સંભળાતો?

[ અંદરથી ટોળું નજીક આવતું હોય એવા અવાજ આવવા માંડે છે. ]

ઓતિયો : 'લ્યા ગોધિયા!' મારી નાંખ્યા બાપલિયા! સત્યાનાશ જાય એ અવળચંડીનું.

ગોધિયો : અલ્યા નાસ રે ઓતિયા, નાસ સૂબાભેગો.

ઓતિયો : ઓ મારા ભગવાન ! અલ્યા જશરાજ નાસ, મારા ભાઇ !

ચોપદાર : મારા બેટાઓની જો તડકી છે તે.

[ઉશ્કેરાયેલું ટોળું જાતજાતનાં હથિયારો સાથે પ્રવેશે છે.]

એક બારોટ: ચાડિયા ક્યાં છે ? ઊભા ને ઊભા વાઢી ન નાખું તો !

બીજો : ટાંટિયા ખેંચી બહાર કાઢો.

એક બારોટ: મારા બેટા બહાર તો આવો; ચાડિયા ક્યાં છે ?

[સૂબો અંદરથી બહાર ધસી આવે છે.]

સૂબો : અરે એ બધા શું છે ? એ ધાંધલ શેની મચાવી છે ?

એક બારોટ: અમને ચાડિયા સાથે વેર છે. અમને ચાડિયાઓ બતાવો, સાહેબ. અમારી ફરિયાદ છે.

સૂબો : અરે પણ જરા શાંત પડો. એમણે તમારા શું બગાડ્યા છે ?

એક બારોટ: શું બગાડ્યા છે ? અરે સૂબાસાહેબ, ચાડિયાઓએ અમારાં જીવતર બગાડ્યાં છે. અમારાં નખ્ખોદ વાળ્યાં છે.

સૂબો : પણ કસૂર તો કહો.

એક બારોટ: કસૂર શું કહે ? અમારા ભાઈની વહુ સદુબા, એને ખોટું બહાનું બતાવી અહીં બોલાવી મગાવી,

એના ઉપર આડી ચાલચલગતનો આરોપ મૂક્યો. અમારી સદુબા જેવી કોઇ સતી બાયડી નહીં. એણે શરમનાં માર્યાં આપઘાત કર્યો.

સૂબો : હેં, એણે આપઘાત કર્યો? છ : છ : છ : છ : યા દેવા! યા દેવા!

બીજો બારોટ: આપઘાત ન કરે તો કરે શું? આ તમારા ચાડિયાઓ તો એને વગરવાંકે બેઆબરૂ કરે છે. અમે રહ્યા બારોટની જાત; અમને પૈસા કરતાં એંટ વધારે વહાલી.

એક બારોટ: આજે સદુબાનો વારો, કાલે અમારી માબેરીનો વારો. આ જુલમ નહીં સાંખી લેવાય.

બીજો બારોટ: અને અમે બારોટની જાતે કંઈ હજી બંગડી નથી પહેરી. કપાઈ મરશું પણ ચાડિયાને તો વાઢી નાંખશું; સદુબાનું વેર લઈશું ને...

બધા : સતી સદુબાનું વેર લઈશું.

સૂબો : અરે તમે જરા શાંત થાઓ. પછી કહેવાના હોય તે કહો.

એક બારોટ: ગામમાંથી એકે એક ચાડિયાને વીણી વીણી ઉખેડી નાંખશું. અમને ચાડિયા સોંપી દો. નહિ તો આખા ગામને રંજાડશું.

બીજો બારોટ: અમારી આબરૂને બટ્ટો લાગ્યો છે, અમારું નાક કપાયું છે. અમે બારોટલોક–અમે સદુબાનું વેર લઇશું.

સૂબો : પણ તમે બધા એમ સાથે બોલ્યા કરો તે હું નહીં સમજું. એક જણ વાત કરો.

એક બારોટ: સૂબાસાહેબ, શી વાત કરીએ ? કોને કહીએ ? શહેરમાં ચાડિયા લોકોના રંજાડને પાર નથી. ગમે તેની આબરૂ પર હાથ ઉપાડાય છે, ગમે તેવા તરકટી આક્ષેપો ઘડાઇ મોભાદાર શેઠિયાઓ ઉપર જુલમ થાય છે. આજ સુધી એ પરપંચ લખેશરી સાથે ચલાવાતો હતો પણ હવે તો ફૂટી બદામ સારુ અમ ગરીબ લોકો ઉપર પણ જુલમનો દોર અજમાવાય છે. ચાડિયાઓ એમની મરજીમાં આવે એવી વાતો જોડી કાઢે છે, ગમે તેની સામે છેડતી કરે છે, લોક-લજ્જાનો ભો ઊભો કરી પૈસા કઢાવે છે ને હંગાથે આપસાહેબનું નામ પણ સંડોવે છે. આજે અમારા હરિસંગ બારોટની વહુને આપના ચોપદાર પાસે પકડી મગાવી. એના ઉપર પેલા પાપિયા ઓતિયાએ બદચાલના આરોપ મૂકી નાણાંઘરેણાં કઢાવવા પેરવી કરી. અને નીતિ, મરજાદ અને કુળનું અભિમાન જાણવાવાળી એ બાઇથી ન ખમાયું.સદુબા એટલેઅમારે મન સતી. પરપુરુષનો પડછાયો સરખો ન લેવાવાળી બાઇ, પતિને પરમેશ્વરસરૂપ જાણી પૂજવાવાળી અસ્ત્રી: એના ઉપર આવો હલકો આરોપ! એને હૈયે એવો ઘા લાગ્યો કે બાઇને મોત વહાલું લાગ્યું. એ તો સન્માર્ગે ગઇ, પાછળ કંકુનાં પગલાં મેલતી ગઈ; અમારે માથે ઋણ ચૂકવવાનું રાખતી ગઇ. અમે રહ્યા બારોટની જાત. આ અપમાન નહીં વેઠી લઇએ. એ ચાડિયાઓને પાંશરા કરવાનો અમે મનસૂબો કર્યો છે. અમારાં બૈરાં સલામત નહીં? કાલે અમારી બીજી

માબહેનોની જિંદગી જોખમાય ! અમે ચાડિયાઓને સાફ કરવાનો નિરધાર કર્યો છે. સદુબાની વાત સાબિત કરો. બગડ્યો બારોટ કોઇનો નહીં. અમને ચાડિયાઓ સોંપી દો. અમને ચાડિયાનો હવાલો આપો. બધા સદુબાની વાત સાબિત કરો નહીં તો અમને ચાડિયાઓનો હવાલો આપો.

બધા : હા, વાત સાબિત કરો, નહીં તો ચાડિયાઓનો હવાલો આપો.

એક બારોટ : નહીં તો અહીં દેવડી ઉપર કોઇ સલામત નથી. કોઇ સલામત નથી, કોઇના જાનમાલ સલામત નથી. કાં તો ચાડિયા નથી, કાં અમે નથી.

બધા : હા, હા, કાં તો ચાડિયા નથી, કાં અમે નથી.

એક બારોટ : સૂબાસાહેબ, ઢીલ કરવામાં ડહાપણ નથી. સતી સદુબાનો જીવડો વેર પોકારે છે. અમને વધારે બહેકાવવામાં સાર નથી.

બધા : અમને વધારે બહેકાવવામાં સાર નથી; અમને ચાડિયાઓ સોંપી દો.

[ ટોળું વધારે ઉશ્કેરાય છે. હાથમાં આવે તે ફેંકવા માંડે છે. ]

સૂબો : એ એ બારોટભાઇઓ, જરા શાંત–જરા શાંત થાઓ. હું ચાડિયા તમને સોંપું છું, પણ એક અમારા શરત પણ તમે કબૂલ રાખો.

એક બારોટ : એક પણ પાઇ ભરપાઇ કરવા અમે તૈયાર નથી.

સૂબો : નહીં, નહીં, રકમની ભરપાઈ કરવાના અમારા

વિચાર નથી. અમારી એટલી જ માંગણી છે કે એમની જિંદગીને કંઈ ઈજા નથી પહોંચાડવાના.

એક બારોટ : અમને ચાડિયા સોંપી દો. નહીં તો તમારો પણ કાળ આવ્યો જાણજો.

બીજો બારોટ : હા, હા, સાથે સૂબાને પણ પકડી લો.

સૂબો : (ગભરાઈને) અરે થાંભા–થાંભા; હમણાં ચાડિયા બહાર લાવું છું. જરા શાંત રહો. હમણાં સુપરત કરું છું. હમણાં સુપરત કરું છું.

[ ટોળાનો ઉશ્કેરાટ વધે છે. થોડી ભાંગફોડ પણ કરે છે. સૂબો ધ્રૂજતા ઓતિયા તથા ગોધિયાને બહાર પકડી મંગાવે છે. કાન કાપો, નાક કાપો, ડોકું વાઢો વગેરે અવાજો વધતા શોરે નીકળ્યા જાય છે. 'ઓતિયા ચાડિયા બડા ચાડિયા, ભાટડી ઉપર જુલમ કિયા' એવી બૂમો પડતી જાય છે. ]

એક બારોટ : (મોટેથી) બધા શાંત થાઓ, બધા શાંત થાઓ. નાકા પરથી એક ગધેડું લાવો. પછી બીજું સૂબા માટે પણ લાવજો. ચાડિયાની ગતિ પછી સૂબાને પણ છોડવો નથી.

બીજો બારોટ : આ એક તો તૈયાર છે. એને દાદાહરિની વાવ આગળ જીવતો દાટો.

[ ટોળું જાતજાતના અવાજો કરે છે. ચાડિયાને મારતા મારતા લઈ જાય છે. પાછળ રહેલા રાસડો ગાય છે. ]

ટોળું : ચાડિયા ચાડિયા, ચાલે ચંડાળ,
સહુ અબળાને આપે આળ;
ચાડીચુગલી ભૂંડી જાળ,
જાણે આવ્યો મોટો કાળ.

સતી સદુબા મોટી સતી,
ઓતિયાની થઇ અવળી મતિ;
રંજાડી સતવાદી નાર,
કુમતિયા ત્યાં મૂઆ ઠાર.

[ ગાતું ગાતું ટોળું ચાલ્યું જાય છે. ]

જશરાજ : સૂબાસાહિબ, હવે તમે નાસો. લો આ ભગવાં કપડાં-એ પહેરીને નાસી છૂટો; નહીં તો આ બારોટ તમને જીવતા નહીં છોડે.

સૂબો : પણ તમે... તમે... તમે જશરાજ? નહીં.... હં હં તમે રાજા-અમારા રાજા-અન્નદાતા !

જશરાજ : અરે અન્નદાતા કરવા રહેશો તો મરી જશો; નાસો.

સૂબો : પણ બારોટલોક પાછા આવશે તો આપને-

જશરાજ : મને ...મને નહી હેરાન કરે. જાઓ, નાસો. ફરીથી આવાં જુલમનાં કામો નહીં કરતા.

સૂબો : આપની કૃપા, મહારાજ.

જશરાજ : ચોપદાર, ચોપદાર!

ચોપદાર : ઓહો, મહારાજ, પ્રણામ કરું છું.

જશરાજ : પેલા ચાડિયાઓની શી હકીકત છે ?

ચોપદાર : અન્નદાતા, ઓતિયાના તો હાડકે હાડકાં છૂટાં કરી જીવતો જ માર્યો અને ગોધિયાને જમીનમાં અડધો દાટી ગામલોકે ઠેકાણે ઠેકાણે પૂરો કર્યો. પણ મહારાજ, આપ અહીંયાં ક્યાંથી ?

જશરાજ : તમારી અહીંની હાલત જોવા છૂપે વેશે જ અહીં આવ્યો હતો. વારુ જો, અંદર જા અને જો કે સૂબાસાહેબ પાછલે બારણેથી નાઠા કે હજી દાગીના જ એકઠા કરવામાં બેઠા છે ?

ચોપદાર : અન્નદાતા, બેઅદબી માફ કરજો, પણ આ લોકનું ઉશ્કેરાયેલું ટોળું મને કે સૂબાને જીવતું નહીં મેલે. મહારાજ, સૂબાસાહેબ પર દયા બતાવવા જેવું નથી. આ ચાડિયાલોકને ઓથ-આશરો આપી ચડાવી મૂકનાર સૂબાસાહેબ જ છે. મહારાજ, ગામલોકનું ધન એણે લૂંટ્યું છે, ગરીબ પ્રજાને એણે રિબાવી છે, અંધારી કોટડીમાં ઘાલી, સાપ કરડાવી કંઇકને એણે મારી નાખ્યા છે.

જશરાજ : ચોપદાર, આજ્ઞાનું પાલન કર. કહું છું કે અંદર જઇને જો. સૂબાને જેમ બને તેમ જલદીથી નસાડ, જા.

ચોપદાર : પણ, મહારાજ !

જશરાજ : મારે તારું કશું સાંભળવું નથી. આજ્ઞાનું પાલન કર. નહીંતર તારું પણ માથું સલામત નથી; જા, જા.

[ ચોપદાર જાય છે. ભૂપસિંહ પોતાની બેઠક ઉપરથી ખસી જશરાજ સામે આવી ઊભો રહે છે.]

ભૂપસિંહ : અરે, તને કોણે રાજા બનાવ્યો? આ આવો નાટક મારે નો જોઇએ. ગુર્જર ! એ ગુર્જર ! એલો ગુર્જર ક્યાં છે?

જશરાજ : ( માથાનો વેશ કાઢતાં ) મહારાજ, હું જ ગુર્જર છું.

ભૂપસિંહ : ઓહો, વેશ બદલીને ભારેનો તું રાજા થઈ બેઠો! હીહીહી ઠીક. પણ તો આ સૂબાને બચાવવાનું કારણ? આટઆટલો જુલમ કરે એને રાજા બચાવી લે ઈ કેમ બને ? ચોપડામાં સું લખ્યું છે?

જશરાજ : બાપુ, ચોપડામાં તો ચાડિયાને ઢકાળે ઢકાળે મારી પૂરો કર્યો છે. અને રાજા રહે બીજે ગામ. પણ અમારે તો આ નાટક અહીં આપની આગળ ભજવવાનું, તે સૂબાને બચાવવો જ પડેને?

ભૂપસિંહ : કંઇ કારણ?

ગુર્જર : કારણ શું, બાપુ? સૂબાને બચાવીએ નહીં તો અહીંના સૂબાસાહેબ રજા જ કેમ આપે?

ભૂપસિંહ : અરે પણ હું રજા આપવાવાળો બેઠો છું ને?

ગુર્જર : એ તો ખરું, બાપજી, પણ આપની રજા ચાલે છે જ ક્યાં? આ રામચન્દ્ર બહેરેના જુલમ તો વખતચંદને ચોપડે લખ્યા. પણ એથીયે વધી જાય એવા જુલમ અત્યારે પણ અમે ક્યાં નથી વેઠી રહ્યા? એટલે સૂબાસાહેબને ખુશ રાખવા આવો છેડો આણ્યો છે.

ભૂપસિંહ : આપણા સૂબાના આવા જ જુલમ છે?

ગુર્જર : અહીં આપે જોયા એથી વધારે. આપને ક્યાં બધી વાતની ખબર પડે છે? આપને ખુશ રાખે એટલે બસ. પણ રૈયતનો મરો થાય છે, મહારાજ. આપની સત્તા બધીયે એ લઇ બેઠો છે. આપના કાન સુધી વાત પહોંચતી જ નથી. અમે તો ત્રાસી ગયા છીએ, મહારાજ.

ભૂપસિંહ : કાલના નાટકમાં રાજાનો પાઠ હું કરીશ, અને સૂબાનો પાઠ કોટવાળ પાસે કરાવીશ. અને હું જાતે ન્યાય આપીશ. એમાં આપણા સૂબાને મારે હાથે જ ફાંસી આપીશ.

ગુર્જર : મહારાજા ભૂપસિંહને ઘણી ખમ્મા!

[ લોકોનું ટોળું અંદરથી નીકળે છે.]

ટોળું : મહારાજા ભૂપસિંહને ઘણી ખમ્મા !

ગુર્જર : પ્રજાજનો, ચાલો, મહારાજને વાહન સુધી વળાવી આવીએ.

[ રાજા આગળ ચાલે છે, ટોળું જય બોલાવતું પાછળ ચાલે છે. ગુર્જર બાજુમાં એકલો ઊભો રહી, પાછળ રહી જાય છે અને કંઈક વારે ધરા અંદરથી બહાર આવે છે. ]

ધરા : ગુર્જર! મારા ગુર્જર! મારા વીર! મારા નટરાજ!

[ ગળગળી થઇ વધારે બોલી શકતી નથી. ગુર્જરને પગે પડે છે. ગુર્જર હાથ પકડીને એને ઊભી કરે છે. ]

ગુર્જર : ધરા, ધરા, આવું હોય?

ધરા : બોલ મા, બોલ મા ગુર્જર, આજે મારા આનંદનો પાર નથી. એક ત્રાસ ટળ્યો. રાજા પોતાનો નિર્ણય નહીં ફેરવે તે હું જોઇશ. આજે તો તેં હદ કરી. ગુર્જર, કહે, શું કરું? તું કહે તે કરું. પૂજા કરું? ફૂલે વધાવું? આરતી ઉતારું?

ગુર્જર : ગાંડી! ગાંડી!

ધરા : અત્યારે મારી પાસે કંઇ નથી. અસલ તો રાણી રતનહાર ઉતારી આપતી. પણ તને રતનહારની ક્યાં પડી છે?

ગુર્જર : ધરા! ધરા!

ધરા : ગુર્જર, લે મારા ગળામાં મને આ સૌથી વહાલું રત્નજડિત માદળિયું છે. મારી માએ મરતી વખતે આપ્યું હતું. જતન કરીને મેં જાળવી રાખ્યું છે.

ગુર્જર : તારે ગળે છે તે મારું જ છેને? રહેવા દે. તારી ડોકમાં એ શોભે પણ છે. જો તું ખરેખર પ્રસન્ન થઈ હોય તો રૂપમતીનો પાઠ ગોખવા મંડી પડ.

ધરા : તું કહેશે તે પાઠ ગોખીશ. તારી આજ્ઞાને અનુસરીશ; તારા શ્વાસોચ્છ્વાસે જીવીશ.

[ ધરા માદળિયાવાળો હાર કાઢી ગુર્જરને પહેરાવવા જાય છે. પણ ગુર્જર માદળિયું

હાથમાં ઝાલી ઊભો રહે છે. ટોળું પાછું આવે છે. ]

ટોળું : ઓઝા ગુર્જરનો જય.

ગુર્જર : ના, બોલો ગુર્જરરંગભૂમિનો જય.

ટોળું : ગુર્જરરંગભૂમિનો જય.

[ ગુર્જર ભાષણ કરવા ઊભો થતો હોય એમ પાસેની ઊંચી બેઠક ઉપર ઊભો થઈ જાય છે અને બોલે છે. ]

ગુર્જર : મિત્રો, આપણી નવી રંગભૂમિ તૈયાર થઈ જવા આવી છે. વીજળીની ચાંપે આખો તખતો ફરી જાય એટલી જ ગોઠવણ હવે બાકી છે. એ ઉપરાંતની બાજી બધી તૈયારી વિશે તમે જાણો છો. તમેજ એમાં તનમનથી સક્રિય ફાળો આપ્યો છે. તમારી મહેનતનું, તમારી તપસ્યાનું સુંદર પરિણામ આપણે ટૂંક સમયમાં જ જોઈશું. એમાં મંગલ પ્રયોગ તરીકે મેં રૂપમતીનું નાટક પસંદ કર્યું છે. અને એ પાઠ ભજવનારું પાત્ર પણ મને સાંપડ્યું છે.

બધા : ઓઝા ગુર્જરનો જય !

ગુર્જર : ગુજરાતની રાણી રૂપમતી–સંગીત અને કલાકૌશલ્યની મૂર્તિમંત પ્રતિમા રાણી રૂપમતી આપણે સજીવન કરવાની છે. ધરાગુર્જરીનાં યશોગાન ગાવાનાં છે. મને તમારા બધાના સહકારમાં શ્રદ્ધા છે. આપ

સૌની મદદથી આપણું મંગલાચરણ જરૂર ઉન્નતગામી બનશે. બોલો શ્રી ધરાગુર્જરીનો જય.

બધા : ધરાગુર્જરીનો જય.
નવી રંગભૂમિનો જય.
ધરાગુર્જરીનો જય.

પડદો પડે છે

## પ્રવેશ ૧ લો

[બહારનો પડદો ઊપડે છે, અને તાળીઓનો અવાજ અંદરથી આવતો સંભળાય છે. ગુર્જર, અકો, અને લખો જમણી પાંખે નેપથ્યમાં એકધ્યાનથી જોઈ રહ્યા છે. ફરીથી તે બાજુએથી તાળીઓનો અવાજ જોરમાં આવી રહેતો સંભળાય છે.]

ગુર્જર : પ્રેક્ષકોને માંડવગઢના મહેલની અટારીની યોજના ગમી લાગે છે.

લખો : ના ગુરુ, આ તાળીઓ તો બાજબહાદુરના અભિનયને લીધે જ પડી લાગે છે.

ગુર્જર : એ તો ખરું; પણ અટારીયે ગમી લાગે છે. નાટકની વસ્તુ સાથે લોકો એકરસ થતા ચાલ્યા આવે છે.

અકો : એ તો ચોક્કસ. પણ બાપજી, આજે ધરાબાએ પણ હદ કરી છે. રૂપમતીનું પાત્ર એમણે પણ અચ્છું બહેલાવ્યું છે.

લખો : બાપજીએ મહેનત ઓછી લીધી છે ?

ગુર્જર : ભલા, હજી તો ખરી કસોટી હવે આવવાની છે.

એનો સંવેદનઅભિનય તો હવે થવાનો છે. એ છેલ્લા પ્રવેશમાં કેવીક કલા દાખવી જાય છે તે જોવાનું છે.

અકો : અરે ત્યાં પણ ખીલશે; ધૂન ચડી છે એટલે પાર તો પાડશે જ.

લખો : ચાલો, ઘણાં વર્ષનું સપનું હવે સફળ થશે. રંગભમિ પણ બંધાઇ અને રૂપમતીનું નવું નાટક પણ લોકોને ગમતું લાગે છે.

ગુર્જર : અલ્યા, જરા જુઓ તો ભૂપસિંહ રાણો હજી પ્રેક્ષકોમાં બેઠો છે કે?

[નકો જરા અંદર પડતો થઈ જુએ છે.]

અકો : અરે બાપજી, આજે મજાલ છે કે અરધે નાટકે કોઇ ઊભું થાય! પહેલા પ્રવેશમાં જ રૂપમતીએ બધાંને પ્રસન્નચિત્ત કરી દીધાં હતાં; અને પછી તો સંગીતમાં મુગ્ધ કરી નાખ્યાં.

નકો : બાપજી, રાણો તો એ બેઠો. આખું લોક તલ્લીન થઇ જુએ છે અને સાંભળે છે. ધરાબાએ રૂપમતી તરીકે લોકોની નાડ ધબકાવી દીધી છે.

ગુર્જર : (એકાએક એ તરફ એકીટશે જોતાં) વાહ, શાબાશ! વાહવાહ! હજી ધીમે; બરાબર છે. ધરા તો ખરે પ્રેમમય જ બની ગઇ છે. અલ્યા, જુઓ, આ અદા તો ચિત્રકારે ઝડપી લેવા જેવી છે.

નકો : બાપજી, તમારી લગીરે લગીર સૂચના પ્રમાણે અનુસરે છે. આખા પાઠને પોતાનો જ કરી દીધો હોય એમ લાગે છે.

ગુર્જર : ચાલો, હવે અંક પૂરો થઈ જાય કે ગંગા નાહ્યા. રાણો ભૂપસિંહ ધરાને કળી ન જાય તો સારું; નહીં તો ભારેની પંચાત થવાની.

અકો : અરે, તમે કશી ચિંતા ન કરો; બધું ઠીક થઈ જશે, જોજોને! હા, પણ આ દૃશ્ય જોવાની લાહ્યમાં, બાપજી, તમે તમારો સ્વાંગ પણ પૂરો નથી સજ્યો. ચાલો, ચાલો, જલદી, હમણાં તમારો જવાનો વારો આવશે.

ગુર્જર : અરે હા, ચાલો, ચાલો. પેલું અકબરશાહનું ચિત્ર બરાબર મૂક તો, અને જુઓ, કોઈને કહો તો આધમખાન કોકલતાશ તૈયાર થયો કે નહીં ?

નકો : અરે, એમાં ધનેશ્વરને પૂછવું નહીં પડે. એ તો ક્યારનો તૈયાર થઈને એ બેઠો.

ગુર્જર : વારુ, ચાલો, ત્યારે હવે પાઘડી રહી. પેલી રેશમની ટપકીની લાવજો-અકબરશાહની સારામાં સારી પાઘડી, ફૂમતાવાળી; અને નકા, તમે જરા ચાનક પર રહેજો. આની પછીનો પ્રવેશ પાછળ ગોઠવાય છે કે નહીં તે ખબર કાઢજો. અને પછી ચાંપ દબાય કે પ્રવેશ બદલી નાખજો.

નકો : બાપજી, તમારી સૂચના તો તદ્દન અંધારું કરીને પછી પ્રવેશ બદલી નાખવાની છેને ?

ગુર્જર : હા, મેં એવી સૂચના આપી હોય તો તેમ. આજે મને પાડદોરવણીની બિલકુલ જરૂર નથી. પાઠકને કહેજો કે ધીમે ધીમે વાંચ્યાં કરે, બસ.

અકો : ગુર્જરબાપજી, આજે તમે કેમ થોડા વ્યગ્ર દેખાઓ છો ? અરે તમે જૂના જોગી, તમે તો......

[ અંદરથી એકાએક તાળીઓ. બધા ત્યાં જોવા દોડે છે. ખૂણા તરફ ધસી જાય છે. ]

નકો : બાપજી, રાણાએ થાળમાં રૂપમતી માટે ભેટ મોકલી. રૂપમતીનો પાઠ પૂરો થયો. એટલે હમણાં ધરાબા આ બાજુ આવશે ત્યારે ખબર પડશે જ કે શું થયું !

અકો : રાણાએ પણ ભલી કરી તો !

[ ધરા દોડી આવે છે. પાછળ તાળીઓનો અવાજ ચાલુ છે. ]

ગુર્જર : બારણું બંધ કરો કે જેથી અવાજ ન આવે.

ધરા : ગુર્જર, લો, આ થાળમાં સોનાનો કળશ અને શ્રીફળ રાજાએ મોકલ્યાં છે.

ગુર્જર : ધરા ! ઓહોહો ! ઓહોહો ! તારો રૂપમતીનો અભિનય ! ધન્ય છે તને ! રાણાએ પણ એની કિમ્મત આંકી ખરી !

ધરા : અભિનયકળા તો બજ્યો એ શું સમજવાનો હતો ! કદાચ રૂપ જોઈને મોહ્યો હશે ખરો. જાણો છો, નાટક પૂરું થાય એટલે એણે મુલાકાતનું કહેણ મોકલાવ્યું છે.

ગુર્જર : ત્યારે તને હજી એણે ઓળખી નથી ?

અકો : ના રે ! એ અફીણી શું ઓળખે ?

નકો : ત્યારે હવે અમે જઈએ. તમારો અસબાબ તો બધો બરાબર છેને ?

ગુર્જર : હા, હા, ભલે જાઓ. હમણાં તો યુધ્ધનો પ્રવેશ ચાલે છેને ?

નકો : હા, બાપજી, બાજબહાદુર બાદશાહ અકબરના સૈન્ય સાથે લડી રહ્યા છે. ચાલો, જયજય !

ધરા : ગુર્જર , આજે સંતોષ થયો ?

ગુર્જર : હા થયો; પણ હવેનો રંગ તો તારે જ રાખવાનો છે.

ધરા : (સોલ્લાસ લટકા કરતી) હું ! હું !

ગુર્જર : તું જાણે છે, ધરા, જે પરોઢે તને જોઇ તે જ ઘડીએ મારી ઘોર નિરાશામાં આશાનાં કિરણ દેખાયાં હતાં. મરણતોલ રંગભૂમિના કલેવરમાં નવજીવનનો સંચાર થતો જણાયો હતો....

ધરા : હં ! હં !

ગુર્જર : કલાસૃષ્ટિમાં અનન્ય પ્રતિભાનો સંચાર થતો પ્રમાણ્યો હતો; અને મારી રસવિહોણી એકલતામાં નવસર્જન માટે બળ અને ઉત્સાહપ્રેરક સહચર સાથી હાથ લાગ્યો હતો....

ધરા : હં ! હવે પૂર્ણવિરામ ક્યારે આવશે ?

ગુર્જર : આજે એ સ્વપ્નો સિદ્ધ થશે ત્યારે. ધરા, ધરા, આજે તારે વર્ષોની તાલીમનો નિચોડ દાખવવાનો છે. તારી દેહમૂર્તિની રૂપરેખાઓ વડે, તારા ગતિ-લાવણ્ય અને સ્વરમાધુર્ય વડે રંગભૂમિ સજીવન

કરવાની છે. તારે રૂપમતીના ધબકતા હૈયાની તાદૃશ ઝાંખી કરાવવાની છે. ધરા, ધરા, સાફલ્યને પામો તારી કલા !

ધરા : ફળો એ તારો મોંઘેરો આશીર્વાદ.

[ ગુર્જર ધ્યાનમગ્ન ઊભો રહે છે ધરા અટકી આગળ બોલે છે. ]

પણ ગુર્જર, પેલો ભૂપરાણો ભરમાયો છે તેનું શું, ગુર્જર ?

ગુર્જર : હં ! શું ?

ધરા : શું...ઉ...શું ? કોણ જાણે શાયે ધ્યાનમાં છે ! મારું તો સાંભળવુંયે નથી ? કહું છું કે ભૂપરાણો ભરમાયો છે, તેનું શું ? નાટક પછી તરત જ એ મને મળવા આવનાર છે.

ગુર્જર : એમ ?

ધરા : અને હું એને કહી દેવાની છું કે મેં–ધરાએ જ એ પાઠ કર્યો હતો.

ગુર્જર : તો તો આપણા બન્નેના બાર વાગી ગયા જ સમજ.

ધરા : અથવા એ ખુશ પણ થાય.

ગુર્જર : ના, એ રોષે જ ભરાશે. તું એને અત્યારે ધરા તરીકે નથી ગમી, રૂપમતી તરીકે જ ગમી છે. એના અફીણના ઘેનમાં એ ભાન ભૂલ્યો છે. આધમખાન તો તને લેતાં લઈ જશે પણ રાણો તો ઉઠાવી જ જશે. પછી એને ભાન થાય ત્યારે ખરું.

ધરા : અરે પણ આધમખાન આવે તે પહેલાં તો મારે ઝેર પીવાનું છેને ! તમે કહો તો ભૂપસિંહ આવે તે પહેલાં પણ હું ઝેર પી લઉં !

ગુર્જર : એ નાટકની વાત અત્યારે નકામી છે.

ધરા : ગુર્જર, હસતી નથી. જો, આ પડીકું; છાતી સરસું જ રાખું છું. ભૂપસિંહની બાજુમાં બેસી કસૂંબો ઘોળી આપતાં ઘણીવાર એમ થાય છે કે એમાં ઝેર ઘોળી રાણાને પાઈ દઉં.

ગુર્જર : હેં ! અને પછી ?

ધરા : પછી શું ? હમેશની નિરાંત. તારી રંગભૂમિ સ્વતંત્ર થાય. હું અને તું...તું અને હું...

ગુર્જર : તું અને હું નિરાંતે નાટકના પાઠો કર્યા કરીએ ?

ધરા : ના.

ગુર્જર : તો ?

ધરા : તો...એ...શું ? ભેળાં થઇએ; આપણે ભેગાં થઇએ. ગુર્જર, ગુર્જર, તું કેમ સમજતો નથી ?

ગુર્જર : ધરા, ધરા, આ શું ? આ નાટકશાળા છે, અને આ તો વેશ ધારણ કરવાનો મારો ખંડ છે. હજી તું બાજબહાદુરના પ્રણય-શૃંગારના ભાવમાં જ છે શું ? સાવધ થા, ધરા, સાવધ થા.

ધરા : સાવધ જ છું, ગુર્જર, સાવધ જ છું. કેટલા દી'થી પૂછું પૂછું કરી રહી હતી. હામ નહોતી ભિડાતી. જીભ નહોતી ઊપડતી. આજે પૂછું છું, ત્યારે તું ઉત્તર ઉડાવે છે.

ગુર્જર : ઉત્તર નથી ઉડાવતો. કહે, શાનો ઉત્તર જોઈએ છે ?

ધરા : બોલ, તારા હૈયામાં મારું ઠામ છે કે નહિ ? જીવના જીવ મારા ગુર્જર, સ્થિર પાંપણે તારી રાહ જોઇ છે. ટગર ટગર આંખોએ તારી મૂગી ભક્તિ કરી છે. પાંપણોએ પલકાર તજી તારી પગલીઓ પૂજી છે. ના, ના, હું કવિ નથી; તારી આવડત અને સમજ મારી કને નથી. હું તો એક ગોઠ જાણું છું, જે તારી સંગાથે પ્રીતની ગાંઠ બાંધી બેઠી છું. એ નહીં છૂટે, ને એ કાચા સૂતરસમો તાંતણો નહીં તૂટે.

ગુર્જર : ધરા ! ધરા ! પણ હમણાં આ હઠ ! નવી રંગભૂમિનું આ આપણું પહેલું નાટક-એ હજી આપણે સાંગોપાંગ પૂરું કરવાનું છે. તારા કરુણ સંગીતવડે લોકહૃદયમાં વિષમ સંવેદના જગાડવાની છે...

ધરા : લોકહૃદયને જગાડવા કે એને જીતવા હું નથી નીકળી. હું તો તારું હૃદય જીતવા નીકળી છું. ગુર્જર, કેમ ભૂલે છે ? તે પરોઢે તારી પાંપણ પ્રેમજળે નહોતી પલળી ? અને આજે મારે તને અંતરની ઓળખનાં એંધાણ દેવાં પડશે ?

ગુર્જર : ધરા, ધરા, શેણે આટલી આકળી થાય છે ? તારા ને મારા સમાગમની એકેક ઘડી પરોઢના ફૂટતા ઉષાના રંગની લાલિમાએ આલેખાઇ, ચિત્તમાં ચિતરાઇ રહી છે. તેમ જ તારા ને મારા વિયોગના જોગ ચૈતરવૈશાખના વાયરા જેવા વસમા પણ લાગ્યા છે. પણ ધરા, આ નાટકશાળાનું પડખું. પણે

બાજબહાદુર, આધમખાન સાથે જંગ ખેલી રહ્યો છે. એ પૂરો થતાં તારે રૂપમતી તરીકે તરત જવું પડશે. કાળદૂત બાજબહાદુરના મૃત્યુસમાચાર તને આપશે. અને વિષાદની ઘેરી છાયા તળે કારુણ્યની મૂર્તિ સમી તારે દુઃખની અવધો ઓળંગી, પ્રેમોલ્લાસમાં પ્રણયનું અંતિમ સમર્પણ કરવાનું છે; એનો ચિંતનયોગ શરૂ કર.

ધરા : ગુર્જર, એક બોલ, એક શબ્દ, એક સિત્કારમાત્ર મારા હૃદયને ઠારશે.

ગુર્જર : સાચું; પણ વિયોગની સંવેદના વિના ભાવનિરૂપણ સંપૂર્ણ કેમ બનશે ?

[ અંદરથી ઘંટડીનો અવાજ. ]

ધરા : (ઘેલછામાં) ગુર્જર, ગુર્જર, તું શું બોલ્યા કરે છે ! અભિનય, ભાવ, નાટક, રંગભૂમિ–એ સિવાય બીજો એક બોલ તારી જીભે ચડે છે ખરો ? રંગભૂમિ ! રંગભૂમિ ! આ ખડી ઊભી તારી રંગભૂમિ–સુંદર સ્વપ્ન જેવી. કઈ મહેચ્છા હવે બાકી છે ? કયું સ્વપ્ન હવે અધૂરું છે ? રંગ છે, લય છે, પ્રકાશ છે, લાલિત્ય છે, લાવણ્ય છે, મુગ્ધ કરે અને હૃદયને સ્પર્શે એવો ત્યાં અભિનય છે...

ગુર્જર : અને એ બધાંની પ્રેરણારૂપ, એ બધાંના આત્મારૂપ ધરાદેવી છે...

ધરા : અને છતાં એના એક સાદા પ્રશ્નના ઉત્તરની આનાકાની કરવામાં આવે છે ! ગુર્જર, બોલ, તને કોણ વધારે વહાલું ? રંગભૂમિ કે હું ?

ગુર્જર : ધરા ! ધરા ! આ સંશય અને જિદ અત્યારે અસ્થાને છે. તારા અભિનય માટેની પૂર્વ તૈયારી માટે આ માનસિક ઉત્તેજના વિઘાતક છે.

[ધરા એકાએક શાંત રહે છે; એકાએક ડ્રુસકું આવે છે; ખૂણામાં જઈ રડતાં કરુણ સ્વરે બોલે છે.]

ધરા : ના, ના, તારાથી આટલો એક બોલ ન બોલાયો. મને આટલો ઉત્તર ન અપાયો. ગુર્જર, આજે તેં મારી આશા, મારો ઉત્સાહ, મારું હૃદય...

[રડે છે. જોરથી ઘંટડીનો અવાજ આવે છે.]

ગુર્જર : તારે જવાની બીજી ઘંટડી થઇ, ધરા. ધરા, તને અદ્દભુત પાઠ કરવાનું બલ પ્રાપ્ત થાઓ; તને અનેરું સાફલ્ય મળો.

[ગુર્જર ધરાનો હાથપકડી દોરવે છે. ચિત્ર સરજાય છે. ધરાની આંખમાંથી આંસુ પડે છે. બારણા આગળ પહોંચતાં ગુર્જર 'ધરા' એટલું બોલે છે, અને માથે હાથ મૂકે છે. ધરા સહેજ આગળ આવી ગુર્જરને ચૂમવા જાય છે, અને બારણું ઊઘડે છે. એ અસંતોષમાં ધરા છૂટી પડી અંદર દોડી જાય છે. ગુર્જર મૂગો, જડવત્, રંગભૂમિની ઠેઠ આગળ આવી ઊભો રહે છે. પાછળ પડદો પડે છે.]

ગુર્જર : (કંઈક રહી) ધરા ! ધરા ! મેં તને આજે દૂભવી ! પણ અત્યારે તને હા પાડી દીધી હોત તો એ આનંદના ઊભરામાં તારે ભજવવાના રૂપમતીના

પાત્રને તું અન્યાય કરત; અને અભિનયકલાની પરાકોટિ પામવાના કીર્તિકળશનો યશ પણ તને ન મળત. ધરા, તારી લાગણી હું સમજું છું. આજે ગુર્જરી યાદ આવે છે. એની ખોટ તેં બરાબર પૂરી છે. તારો સદ્‌ભાવ શું હું નથી સમજતો ?

નકો : (પાછળના પડદામાંથી બહાર દોડી આવી) ગુરૂ, ચાલો, પ્રવેશ શરૂ થઇ ગયો. ચાંપે ફરતી રંગભૂમિ હમણાં ફરવામાં. હવે અકબરશાહની જ ખોટી છે. તમે અહીં ક્યાં નીકળી આવ્યા ? હું તો ત્યાં શોધતો હતો !

ગુર્જર : અકબરશાહ !

નકો : કેમ આમ બોલો છો, બાપજી ? હજી તો તમે પૂરા તૈયાર પણ નથી થયા. લો, આ તમારી તલવાર. હજી તો બાદશાહની પાઘ પણ બાકી છે.

ગુર્જર : પાઘ ! તલવાર ! અકબરશાહ ! હા, હા. હું અકબરશાહ. નકા, મારું ચિત્ત આજે એકાએક કેમ વ્યગ્ર બની ગયું છે ? મારો પાઠ હું જાણે ભૂલતો હોઉં એમ લાગે છે. ઘડીક લખાણ લાવ તો; પાઠક ક્યાં છે ?

નકો : બાપજી, આવા આ રૂપમતીના નાટકના લખનારા તમે તે વળી લખાણ ભૂલો ! એ તો સડસડાટ જીભે તરવરવા માંડશે. ચાલો.

ગુર્જર : રૂપમતી પ્રવેશી ચૂકી ?

નકો : જુઓને, ક્યારનાં દીપકની પૂજા કરવાં બેસી પણ ગયાં અને પ્રેક્ષકવૃંદ પણ સાવ શાંત બેઠું છે. ગીત

પૂરું થતાં થોડીવારમાં તમારો વારો આવશે; એ પહેલાં સજ્જ થઈ જાઓ. ચાલો, ચાલો.

ગુર્જર : ચાલો, નકાજી, જીવનનાટકના રંગ રંગભૂમિથી જુદા નથી હોં. કોકવાર આટલા અમથા નાનકડા હૈયામાં પણ દુનિયાની રંગભૂમિ સર્જાઇ જાય છે.

નકો : તો ઓઝા ગુર્જર પાસે એવી રંગભૂમિ સરજવાની શક્તિ ક્યાં ઓછી છે? પણ અત્યારે આ વાદે ક્યાં ચડ્યા? અત્યારે તો તમે દિલ્હીશ્વર મોગલસમ્રાટ બાદશાહ અકબર!

ગુર્જર : બાદશાહ અકબર!

નકો : હા. હા. મોગલસમ્રાટ અકબર! પણ જુઓ, કેવી અદાથી રૂપમતી બેઠી છે! આધમખાન એની કતલ કરશે અને શહેનશાહ અકબર એ જોયા કરશે? ઓઝા ગુર્જર, જાગો! બાદશાહ અકબરના પાઠને ઘટિત ન્યાય આપો. ગુર્જરની નવી રંગભૂમિ ઉપર અદ્‌ભુત અભિનયના મંગળકળશ ચડાવો. પધારો ગુરુ!

ગુર્જર : બાદશાહ અકબર!

[ ગુર્જર બોલતો બોલતો ચાલ્યો જાય છે. અંધારું થઈ જાય છે. અને સંગીત શરૂ થાય છે. ધીમે ધીમે પડદો ઊપડે છે. ]

# પ્રવેશ ૨ જો

[સુલતાન વાજીદખાં—બાજબહાદુરના રંગમહેલનો એક ખંડ. આ જ એ પ્રવેશ છે કે જ્યાં સર્વાંગ-સુન્દર કલાસજાવટ જણાઈ આવે છે. ગુર્જરની નવી રંગભૂમિ. દીપસંયોજન, તેજનિયમન, રંગઆયોજન સર્વેની સુરમ્ય મિલાવટ સોહે છે.

પ્રેક્ષકોની બરાબર સામે પ્રવેશદ્વાર છે; કંઈક ઊંચું, બેત્રણ પગથિયાં ઊતરી નીચે આવવું પડે એમ. જમણી ડાબી બાજુએ ચિત્રો છે. આખી રંગયોજનામાં તરી આવે એવાં વાદિત્રો છે, તાનરચીલું છે. બહુ જ અનુપમ રીતે ગોઠવેલું છે. જમણે હાથે જરાક જ ત્રાંસો ઢોલિયો છે. બરાબર વચ્ચે નહીં, પણ સહેજ ડાબે પડખે સુંદર દીવીમાં ઘીનો દીવો જળી રહ્યો છે. દીવાની સામે જોઈ રહેલી, અદ્ભુત અદાથી, રૂપસુન્દરી રૂપમતી ઊંચા વિશાળ આસન ઉપર હાથ જોડીને બેઠી છે. પછી ગાતાં ગાતાં લખે છે. લેખનસામગ્રી પણ ત્યાં ગોઠવેલી છે. અનોખાં ખડિયોકલમ છે, અને રૂપમતીનું વસ્ત્રપરિધાન ગયા પ્રવેશમાં હતું તે જ, પણ ત્યાં આસપાસના વાતાવરણમાં

શોભતું નહોતું, તે અહીંની આખી રંગ-
યોજનામાં ખૂબ જ દીપી નીકળે છે. વધારાતું
ઉત્તરીયઓર શોભા વધારે છે. વસ્ત્રો ઝીણાં છે,
હવામાં ભળી જતાં હોય એવાં. ]

રૂપમતી : દીપક ! દિલ જલે પ્રીતજ્યોત !
દુઃખ ગયો સબ, મન મોદ ભયો અબ,
હે રી એક હી દરસન હોત,
દીપક ! દિલ જલે પ્રીતજ્યોત.

જો મેં એસા જાનતી, પ્રીત કિયે દુઃખ હોય,
નગર ઢંઢોરા ફેરતી, પ્રીત ન કીજો કોઇ. દીપક !
ચકોર ચાહત ચન્દ્રકો, ચાહત ઘનકો મયૂર,
જાનત નહિ પિયુ હૃદયસે, હે નજદીક યા દૂર. દીપક !
દીપક ! દર્પન માન કે દિલભીતરમેં દેખ,
છબી વસે મનભાવતી, વહીં જલે તુજ રેખ. દીપક !
દીપક ! પૂજા મેં કરું, તું હી હમેરી આશ,
સદાકાલ જર્યો રહે, પ્રીતમ હે હમ પાસ. દીપક !

[ ગાતાં ગાતાં એકાએક થંભી : ]

રેવા ! રેવા !

રેવા : બા ! રૂપાબા !

રૂપમતી : રેવા, દીપપૂજામાં તો બેઠી, પણ એક વાત કહેવી ભૂલી ગઇ. લે આ કાગળ, આખરનો મારો પત્ર, એ આવે ત્યારે એને આપજે.

રેવા : શેનો કાગળ, બા ? કોને આપવાનો છે ?

રૂપમતી : એને. એ આવે ત્યારે આપજે; હમણાં તું તારી

પાસે રાખ. અને જો સાથે આ માદળિયું પણ એમાં મૂક્યું છે, એ પણ આપજે.

રેવા : પણ બા, આપ ક્યાં જવાનાં છો? એ આવે ત્યારે આપ જ એને આપજોને! આપ જાતે જ મળશો, પછી કાગળનું શું કામ? બા, બા, કેમ આમ વ્યગ્ર લાગો છો? કેમ આવડી ચિંતા કરો છો? સુલતાન બાજબહાદુર જેવું રણકુશળ બીજું કોણ છે? હમણાં મોગલસૈન્યને પાછું વાળી અહીં આવી પહોંચશે.

રૂપમતી : આવી તો પહોંચશે જ. પણ જો, આજે તો હું કહું તેમ કર; આ સંભાળીને રાખ, અને પૂજાપો પણ તૈયાર રાખ.

રેવા : બા, આજે તો તમારી વાત જરા પણ સમજાતી નથી. તમે શું બોલો છો એ પણ કળાતું નથી.

રૂપમતી : મને પોતાને જ કંઇ કળ નથી વળતીને! પણ કંઇ નહીં, ધીમે ધીમે બધું સમજાશે. પ્રીતની રીત જ એવી હોય છે. કોઇ એને ઘેલછા કહે છે. કોઇ એને અંધાપો કહે છે.

રેવા : બા, તમે રૂપમતી, માંડવગઢનાં મહારાણી, આ શું બોલો છો?

રૂપમતી : રેવા, લે, હવે બરાબર બોલું. ખરું કહું, આજે મંડુનું આહ્‌લાદક સૌન્દર્ય નિસ્તેજ લાગે છે. આ એ જ પવન અને એ જ બગીચા, એ જ ફૂલોનો મીઠો પરિમલ અને એ સૌ પર આકાશનો ચંદરવો-બધું

છે તો એનું એ જ, પણ એમાં એ રોજિંદા હૃદયનો ધબકારો નથી સંભળાતો.

રેવા : બા, એવા અમસ્તા વિચારે નહીં ચડો. જાણો તો છો કે સહુ વાતમાં સંશય ખોટો.

રૂપમતી : બહુ ડાહી થઇ ગઇ તો ! વારુ, જો તને મેં મારી બહેન જેવી માની છે, ક્યારેય દાસી તરીકે નથી જાણી.

રેવા : બા, આપનાં તે શાં વખાણ કરું ? પણ આપે તો મને સગી માડી કરતાંયે વધુ --

રૂપમતી : વારુ, વારુ, જો સાંભળ; તેથી તો આ તને હૈયાની સાચી વાત કહું છું. ખરું કહું છું, રેવા, મને અમંગળ અણસારા આવ્યા જ કરે છે. શંકાસંશય ખોટા, એ સાચું; પણ અંતરના અણસારા ઘણી વખત સાચા પણ પડે છે.

રેવા : બા, હું તમને એ વિશે વાત જ નહીં કરવા દઉં.

રૂપમતી : ઠીક. તો હું તને બીજું પૂછું. બોલ, એમનું હું શી રીતે સ્વાગત કરું ?

રેવા : એ મને પૂછો છો, બા? આપ તો કવિ છો. ગીતો લખી શકો છો, અને ગાઇ પણ શકો છો. ફૂલ, કુંકુમ, ચોખા અને આ વિજયમાળ તો તૈયાર છે. વીરનો શોભે એવો સત્કાર કરવામાં આપ ક્યાં ઓછા ઊતરો એવાં છો?

રૂપમતી : પણ રેવા, મારો પ્રીતમ એકલો વીર નથી; એ તો પ્રેમવીર છે.

રેવા : બા. સુલતાન બાજબહાદુરની કીર્તિ તો જગમશહૂર જ છેને ?

રૂપમતી : જો આ ફૂલ છેને, એની સોડમ લે તો; કેવી છે ? એટલું જ કોમળ એનું હૃદય છે; એવી જ એના દિલની ફોરમ છે. બોલ, શી રીતે એને વધાવું ?

રેવા : બા, તમે કહો છો ને કે આ બટમોગરા જેવું એમનું દિલ છે. તો બા, આ બટમોગરે જ વધાવોને. અને પછી એક નવું ગીત બનાવી ગાજો. સંગીતના તો એ મહારસિયા છે !

રૂપમતી : મારું ચાલે તો હું શું કરું, ખબર છે ?

રેવા : આપનું શું નથી ચાલતું, બા ?

રૂપમતી : મારું ચાલેને, તો જાણે છે, આ આકાશમાંથી આખીને આખી ઉષાની લાલિમા ઉપાડી લાવું, અને અહીં એને મારે પાથરી દઉં. ચન્દ્રની ચાંદની એકઠી કરી એનો બાજઠ બનાવું.

રેવા : અને સૂરજદાદાને શું કરો, બા ?

રૂપમતી : સૂરજદાદાને કહું કે દાદાજી, હવે તમે વૃદ્ધ થયા, તો રુખસદ લઈ આરામ કરો અને મારા પ્રેમબહાદુરને તમારે સ્થાને સદૈવ પ્રકાશવા દો.

રેવા : ત્યારે તો કદી રાત પડશે જ નહીં, ખરુંને બા ?

રૂપમતી : (એકાએક ઊભી થઈ, ફરતી) રાત ! તું શું બોલી રેવા ! રા-આ-ત ! હા, રા-આ-ત ! દૂર દૂર જો, રાત્રિના ભયસૂચક ઓળા પથરાતા દેખાય છે. બધું નિસ્તેજ પ્રાણહીન, ચૈતન્યશૂન્ય થતું જણાય છે. રેવા !

રેવા! ઓ મા! (ચીસ પાડતી) મને એકાએક અંધારાં આવે છે. મારા હૃદયમાં ઓ...ઓ...શૂળ ભોંકાતું હોય એવી વેદના થાય છે.

રેવા : બા! બા! શાંત થાઓ! ઘડીક આરામ કરો.

[રૂપવતીને પકડી લે છે, પંખો નાંખે છે.]

પમતી : મા! નર્મદા! નર્મદા, તું મારી મા! મને ક્ષમા કરો, ક્ષમા કરો. દીપપૂજા કરતાં હું ચળી, એક ધ્યાનમાંથી ચૂકી. પ્રીતમવીરને વધાવવાની અધીરાઇમાં મેં પૂજા અધૂરી મૂકી. રેવા, દીપ સંકોર, ફૂલ લાવ, જલદી, જલદી. બધું પૂરું થવા આવ્યું છે; જો, સાંભળ.

રેવા : બા! બા! શાંત થાઓ. આપના હૃદયને હવે કેમ છે?

રૂપમતી : હૃદય! હૃદય છે જ કયાં મારી પાસે? એ તો હું કયારની એને આપી બેઠી છું. પણ તું હવે સમય ન ગુમાવ. એ ઘડી આવી પહોંચી. જા–વીણા લાવ. સંગીતકારોને સૂર મિલાવવા કહે, સાજ તૈયાર કરો; દીપક! દીપક! તું અદેખો ન થતો; તારા જેવો જ દીપક મારા હૃદયમાં ઝળહળી રહ્યો છે. તું ન હોલવાતો, દીપક! દીપક!

[દીપકની સામે વીણા લઇ બેસે છે, સંગીત શરૂ થાય છે.]

દિપક! દિલ જલે પ્રીતજ્યોત!
દુઃખ ગયો સબ, મન મોદ ભયો અબ,
હે રી એક હી દરસન હોત;
અવસર આયો, પ્રીતમ પ્રાયો,
આનંદ આજ હી ઓ'ત—દીપક.

[ ગીતની છેલ્લી કડી ગવાતાં ધીમે ધીમે પ્રકાશ ઝાંખો થવા માંડે છે. અંતે બધે અંધારું થઈ રહે છે, ફક્ત દીપકની જ્યોત રૂપમતીના મોં પર પ્રકાશી રહે છે. હાથ જોડી ધ્યાનમગ્ન દીપક સામે એ બેઠી છે; અને દીપક પણ ક્ષણ પછી હોલવાઈ જાય છે. અંધકાર દરમ્યાન ગીતની સૂરાવલી વીણા ઉપર રણકતી સંભળાયા કરે છે. ધીમે ધીમે પ્રકાશ પાછો વધવા માંડે છે. એ જ શાંતિમાં ચિત્રવત્ સ્તબ્ધ રૂપમતી બેઠી છે. રૂપમતી દીપક તરફ એટલે ડાબી દિશા તરફ જોતી બેઠી છે. એ બાજુથી રેવા હાથમાં પૂજાપાનો થાળ લઈ પ્રવેશે છે. તરત જ વચલા દ્વારમાંથી ઉતાવળે પ્રતિહારી પ્રવેશે છે. ઘડીભર ત્રણે સ્તબ્ધ જ રહે છે. ]

પ્રતિહારી : રાણીબા ! રાણીબા !

[ એને હોઠે બોલ નથી આવતા. એ વ્યગ્રને ઉતાવળમાં છે; વંદન કરી આગળ વધતો થંભી જાય છે. દાસીને ઇશારતે પોતાની પાસે બોલાવે છે. એના કાનમાં પ્રતિહારી કંઈક કહે છે, અને સહસા જ દાસીના હાથમાંથી થાળ જમીન પર પટકાઈ પડે છે. પ્રતિહારી મંદ પગલે પાછો જાય છે. અંદરથી ધીમે વાગતી વીણા સાથે ઝંઝાવાતના પ્રચંડ તોફાન સૂચવતા સૂરોનું સાજસંગીત ગુંજી ઊઠે છે. દરમ્યાન રૂપમતી તો બેઠી છે—એમ જ ચિત્રવત્, જરા પણ ફરક્યા વિના. રેવા એક ડૂસકું લઈ, આંસુ લૂછી અંદર જાય છે; જઇને અંદરથી એક

કાળી સાડી ખુલ્લી કરતી લાવે છે. ઓઢાડવા જાય છે, પણ પાછી પડે છે. રડતી, મોં સંતાડી, ખૂણામાં પડખે ઊભી રહી જાય છે. સાજસંગીત હળવું થતું બંધ થઈ જાય છે, અને એક ઘવાયેલો સૈનિક વચલા માર્ગમાંથી પ્રવેશ કરે છે. એ ત્રાડ નાખી ગભરાટથી બોલે છે. ]

સૈનિક : રાણીબા, રાણીબા, ઊઠો. જનાનખાનામાં કતલ ચાલી રહી છે. બાદશાહ અકબરના સેનાપતિ આધમખાનના હુકમથી શહેરમાં લૂંટફાટ શરૂ થઈ ગઈ છે. બા, આપને ગળે અધમ જલ્લાદની તલવાર ચાલે એ પહેલાં આપ તૈયારી કરી લો, હું આપને અહીંથી કોઈ સલામત જગ્યાએ લઈ જાઉં. બા, બા, રાણીબા, ઊઠો, સમય થોડો છે, ઊઠો. દાસી, રાણીબાને સમજાવો. ઊઠો ! મેં બાજબહાદુરનું લૂણ ખાધું છે. હું નિમકહરામ નહિ થાઉં, ઊઠો.

[ રૂપમતી એમ જ શાંત, ચિત્રવત્, એકીટશે દીપક તરફ જોતી બેસી રહે છે. ]

રેવા : બા ! બા ! રૂપાબા !

સૈનિક : બા, ઊઠો, સમય થોડો છે.

રેવા : બા ! બા !

[ બહાર કોલાહલ સંભળાય છે. ઘવાયેલો સૈનિક એકાએક બહાર દોડી જાય છે. તરત હાથમાં લોહિયાળ તલવાર લઈને એક દુશ્મન સિપાહી પ્રવેશ કરે છે. ]

સિપાહી : માંડવગઢના સરસૂબા આધમખાનના હુકમ મુજબ જનાનખાનામાં બધાંની કતલ કરવામાં આવી છે, અને ખજાનો કબજે કરવામાં આવ્યો છે. સૂબાસાહેબના ફરમાન મુજબ રાણી રૂપમતીને અહીં જ બંદીવાન કરવામાં આવે છે.

રેવા : તું કોણ છે ?

સિપાહી : ચૂપ રહો. કાલ રાતે સુલતાન આધમખાન આ રંગમહેલમાં પધારશે અને આખી રાત અહીં ગુજારશે.

રેવા : એમ કદી નહિ બને.

સિપાહી : જબાન બંધ કર, બાંદી, નહીં તો તને બહાર ખેંચી કાઢવામાં આવશે; અને સાંભળ, સુલતાનસાહેબની પધરામણી માટે, એમના સ્વાગતની પૂરી તૈયારી કરવામાં આવવી જોઈશે. બોલો, સુલતાનાનો શો જવાબ છે ?

રેવા : દુષ્ટ ! સુલતાના કહેતાં શરમાતો નથી ?

સિપાહી : ચૂપ રહે ! કંઈ નહીં. મને તારા જવાબની દરકાર નથી. કાલે રાતે બરાબર તૈયારી રાખવામાં આવે. સુલતાનસાહેબ અહીં આવશે. આ આખરી ફરમાન છે.

[ એટલું બોલી એ પાછો જવા માંડે છે, એટલે એકાએક બેઠાં બેઠાં જ રૂપમતી તાળી પાડી એને ઊભો રહેવા સૂચન કરે છે. સિપાહી ઊભો રહે છે.]

રૂપમતી : એને કહેજો, કાલે રાતે નહીં, આજે રાતે જ અહીં આવે.

(સપાઈ : (ચમકીને) જી. [જાય છે]

રેવા : બા, તમે શું કહ્યું ? તમે શું બોલ્યાં ?

રૂપમતી : (એકાએક ઉભી થઇ) મેં શું કહ્યું ? હું શું બોલી ? રેવા, હું બરાબર જ બોલી. હું ગાંડી નથી થઇ ગઇ. હં, સુલતાનને આજે જ આવવા દેને. હં..અ..હં ઠીક જો, હજુ ધૂપ કેમ નથી કર્યો ? બીજી બધી દાસીઓ ક્યાં ગઇ ? આજે સારામાં સારો ધૂપ કરો.

રેવા : બા ! બા !

રૂપમતી : અત્તરના ફુવારા ઉડાવો, ફૂલનાં તોરણો બાંધો, સંગીતનો સઘળો સાજ અહીં લાવી મૂકો. જુઓ સાંભળો, બધાંને કહો કે આ ખંડને ખૂબ શણગારે. જલદી કરો. મારા શણગારનો દાબડો લાવો.

[રંગમહેલની દાસીઓ એક પછી એક કામે વળગી પડે છે]

આજે મહોત્સવ છે. આજે મારો સાચો લગ્નોત્સવ છે. વિન્ધ્યવનની ગિરિકન્દરાઓ, નર્મદાની વહેતી જલલહરીઓ, આજે સાંભળજો પ્રેમહૃદયનું અનેરું સંગીત. આજે માણીશ અમોલો રસવિહાર. આજે મારો પ્રેમોત્સવ છે. રેવા, આમ આવ. અહીં ફૂલની પાંદડીઓ પાથર. અહીં, અહીં, અને અહીં. ને વાયુમાં સારીગમનો એકેક સૂર બાંધી એમને પન્થ દાખવવા ઊભા રાખ. એ હમણાં આવી પહોંચશે— અચાનક, અંતરિક્ષથી, અગોચર પંથથી, ગમે ત્યાંથી. ચાળેલી ચાંદનીથી રસ્તો અજવાળી દે. રેવા,

તેં મારા કેશ ગૂંથ્યા? બરાબર છે? મારાં હીરા-જડિત કંકણ...નાનાં ફૂલકંકણ બરાબર છે? મને ગમતું મારું પેલું ઉત્તરીય આપો, આજે હું એ ઓઢીશ. હમણાં એ આવશે. રેવા, રેવા, મારી વહાલસોઇ રેવા, તને આજે હું વિચિત્ર લાગું છું, નહીં?

રેવા : બા, મને આજે કશી જ સમજ પડતી નથી.

રૂપમતી : પડશે, પડશે, જરા ધીરી, બાપુ. જો અત્યારે લાંબી વાતો કરવાનો સમય નથી. હું એને મળવા ખૂબ જ અધીરી થઇ ગઇ છું. હમણાં આવશે; પણ તે પહેલાં મારી છેલ્લી આજ્ઞા સાંભળ. હું જેમ કહું તેમ કરીશને?

રેવા : આપને કે'દી ના પાડી છે, બા?

રૂપમતી : તો ઠીક. હવે આ બધાંને વિદાય કર. જાઓ, આવજો. હમણાં મને એકલી જ રહેવા દો. રેવા, આમ આવ. મારી બેન, મારી મા!

રેવા : આવું શું બોલો છો, બા?

રૂપમતી : અંદરથી પેલો રત્નજડિત કટોરો લાવ. પેલો, જેમાંથી અમે બે સંગાથે શરબત પીતાં તે; અને એમાં ઉત્તમમાં ઉત્તમ શરબત ભરી લાવ, સમજી? એ આવશે, હમણાં મને લેવા આવશે.

[ રેવા અંદર જાય છે ]

આજ છે ધન્ય દિવસ અને ધન્ય ઘડી. પ્રેમની વીજળી ઝબૂકી અને ચાલી ગઈ. જીવનમાં એ

અમોલી પળ આવી, અને અલોપ થઇ ગઈ–કોણ જાણે ક્યાં? હમણાં એ આવશે. એ મારા હૃદયાધાર, જીવનધર, એ...

રેવા : બા, આ લાવી.

રૂપમતી : ઓ! ઠીક, લાવ. [પડીકું કાઢી, એમાં ઠાલવી નાખે છે.]

રેવા : એ શું કરો છો, બા?

રૂપમતી : કશું જ નહીં, નિરાંતનો રસ્તો. એ જ ઉત્તમ પંથ છે. એ મારો અંતિમ નિર્ણય છે. જો સાંભળ. શાંત રહેજે. હું કરું એમ તારે નથી કરવાનું. હમણાં એ મને લેવા આવશે, મારો પ્રેમબહાદુર [પીએ છે.]

રેવા : બા, બા, મને છોડી જાઓ છો?

રૂપમતી : હાશ! સૌને જ છોડી જાઉં છું. એને મળવા જાઉં છું. અહીં નહીં મળે તો ત્યાં મળીશ. બેઠી બેઠી રાહ જોઇશ. તું–તું નાસી શકાય તો નાસી છૂટજે; જે જોઇએ તે લઇ લેજે, બધું તારું જ છે.

રેવા : રૂપાબા! [રડતાં, પગે પડે છે.]

રૂપમતી : ના, ના, એમ હોય? આવ, આવ મારી માડી! (ભેટે છે.) જો, જિન્દગી ખૂબ માણી. અહીં તો પ્રેમની રાત હતી, મધરાત વીતી ગઇ, અને હવે અનંતનો અરુણોદય માણવા જાઉં છું.જો, રેવા, સોણલાની દેવી એને પંથ દર્શાવવા આવશે. તું જાગ્રત રહેજે; કોમળ દિલનો આવી એ મને લઇ જશે. અને હવે મને પેલી ચાદર ઓઢાડજે...હું જાઉં છું; (પથારીમાં સૂઈ જાય છે.) હું જાઉં છું, એની રાહ જોતી.

રેવા, પેલો કાગળ અહીં મૂકજે અને...અને મને હવે સંગીતના સૂર સંભળાવો... વીણા વગડાવો...

'પ્રીતમ ! હમ તુમ એક હે...'

(અંદરથી) : પ્રીતમ હમ તુમ એક હે, કહન સુનન કો દોય;
મનસે મનકો તોલીએ, દો મન કભી ન હોય.
દીપક ! દિલ જલે પ્રીતજ્યોત.

[વીણાવાદન, અંદરથી ગીતધ્વનિ, ગીતની ધૂન, સંગીતનો સાજ બધું ચાલુ રહે છે. દરમ્યાન રેવા રૂપમતીને બરાબર સુવાડે છે, ઓઢાડે છે, ફૂલ પાથરે છે, બાજુમાં ઘીનો દીવો મૂકીને પ્રગટાવે છે. એને વંદન કરી પગે પડે છે, કંઈક વારે વચલા દ્વારમાં આધમખાન કોકલતાશ આવી ઊભો રહે છે, ત્યારે તરત જ સંગીત એકાએક બંધ થઈ જાય છે. ]

આધમખાન: વાહ વાહ ! વાહ બાજબહાદુર વાહ ! શો રંગમહેલ બનાવ્યો છે! દુનિયા પરનું આવું બેહિસ્ત બનાવનારને શાબાશ છે. ગુલપરી.ને લાયકનું બેહિસ્ત ! વાહ વાહ !

રેવા : (સફાળી) કોણ છે એ ?

આધમખાન: હીહીહી, દિલ્હીપતિ બાદશાહ અકબરના સેનાપતિ આધમખાન. બાંદી, મને ઓળખતાં હજી તને વાર લાગશે.

રેવા : ઓ મા !

આધમખાનઃ ( આગળ આવતાં ) ફૂલપરી ફૂલોના ઢગલામાં જ સંતાઇ રહી છે.

રેવા : સેનાપતિ આધમખાન! રૂપમતીબા નિદ્રામાં છે. એમની નિદ્રામાં ખલલ કરશો નહીં.

આધમખાનઃ હજી આ રંગમહેલમાં તારો હુકમ ચાલે છે! ચલ હટ, દૂર જા. રૂપમતી નિદ્રામાં છે! ભરનિદ્રામાં છે! એ પણ ઠીક ઢોંગ છે. રૂપમતી એવી રમતોમાં હોશિયાર ન હોય તો બીજું કોણ હોય? રૂપમતી, હું આધમખાન બોલાવું છું. તારી મહેતલ પ્રમાણે આવ્યો છું. જાગ, રૂપમતી, જાગ; બહુ થયું. આટલા સુન્દર શણગાર સજી સૂઈ શું રહી છે? ઊંહું... ઊંહું, એમ નહીં જાગે, મારે હાથે જ જગાડવી પડશે.

રેવા : આધમખાન, છો ત્યાં જ રહેજો! એક ડગલું પણ આગળ વધશો નહીં અને રાણીબાને અભડાવશો નહીં.

આધમખાનઃ કોણ, એ બદામની બાંદી આટલું બોલવા જિગર કરે છે? હટ, નીકળ અહીંથી. આ રંગમહેલમાં તારી જરૂર નથી. [ રેવા ખૂણામાં જઈને ઊભી રહે છે. ] ખબરદાર, જો ત્યાંથી એક ડગલું પણ આગળ વધી છે તો; હજી મારી શમશેર મ્યાન નથી થઇ, સમજી? રૂપમતી, જાગ, ઢોંગ છોડી દે; આ આધમખાનનું જિગર તારે માટે તરફડી રહ્યું છે. આરામગાહ તો અહીં છે, મારી પાસે, મારા જિગરમાં. બેઠી થા. બાજબહાદુર કરતાં પણ વધારે મજા ચખાડીશ. હી, હી...રૂપમતી! રૂપમતી! એમ નહીં જાગે,

મારે હાથે જ ઢંઢોળવી પડશે. (ઢંઢોળવા જાય છે.) રૂપમતી, રૂપમતી, ઊઠ.

અકબર : (વચલા દ્વારમાં આવી, ઊભા રહીને) ખબરદાર, શયતાન!

આધમખાન: (સફાળો) કોણ છે એ ગને રોકનાર?

અકબર : દિલ્હીપતિ અકબરશાહને કોણ છે એ પૂછનાર? નાપાક સુલતાન, એ પાક દેહને અડકચો છે તો હાથના ટુકડા થઈ ગયા સમજજે. નીચ, હજી એવો જ અધમ રહ્યો? મેં તને માંડવગઢ જીતવા મોકલ્યો હતો; જનાનખાનામાંની નિરાધાર, નિર્દોષ અબળાઓની કતલ કરનાર જલ્લાદ તરીકે નહોતો મોકલ્યો. બેશરમ! આગ, ખૂનરેજી અને લૂંટફાટ ફતેહની બહાદુરી નથી; હવસ અને હિચકારો હત્યાકાંડ એ વિજયની યશકલગી નથી. દુશ્મનને હરાવી નિઃસહાય રૈયત ઉપર કતલ ચલાવનારની શમશેર વિજયવંતી શમશેર નથી. જા, તારું કાળું મોઢું સંતાડ. દાસી!

રેવા : જી, જહાંપનાહ.

અકબર : (ચાલ્યા જતા આધમખાનને રોકી) સબૂર, કર્મચંડાળ. દાસી? રાણી રૂપમતી હજી નિંદરે છે? આટલા અવાજે પણ કેમ જાગ્યાં નહીં?

રેવા : બાદશાહ સલામત, દિલ્હીપતિ, શું કહું? રૂપાબા! મારાં રૂપાબા!

અકબર : દાસી, ડરે છે શા માટે? અરે, રડે છે શા માટે? શાંત થા......(એકાએક પ્યાલો જોઈ) હેં! એ શું? સમજ્યો. (ઉતાવળે, વિમાસણમાં નજીક જઈ, કટોરો

લઈ, સૂંઘી, રાણી તરફ ફરી, આવેશ અને આવેગથી આધમ તરફ ધસી) હવસના બંદા! પાપી! દેખ, આ તારાં પાપ. રૂપમતી એના પ્યારા બાજબહાદુરના નામનું રટણ કરતી, એની ગોદમાં ચાલી પણ ગઇ. યા ખુદા! રહેમ કર, રહેમ કર. શાહાનશાહ અકબરના રાજ્યમાં આવો કેર! દોજખના શયતાન, આમ આવ, એને પગે પડ. ખુદા પાસે તારાં પાપની માફી માગ; તારી ઓલાદને માટે બંદગી કર. ઓ ખુદા! શું કરું? મારી અને એની વચ્ચે દૂધની નદી વહે છે. મારો એ દૂધભાઇ ન હોત તો અત્યારે જ એનો શિરચ્છેદ કરી, એને સજા આપી દેત. પણ ના, એના ખૂનથી મારી તલવારને એબ નહીં લગાડું. એને માટે તો કુત્તાનું મોત જ લાજિમ છે. જા, દૂર હઠ. ચાલ્યો જા. ગુજરાતની રૂપસુંદરીના પાક દેહ આગળથી તારો કાળો પડછાયો દૂર લઇ જા. (આધમ ચાલ્યો જાય છે) ફૂલની ફોરમ ઊડી ગઇ! રૂપમતી, તું તારું જીવન ધન્ય કરતી ગઈ. વાદ્યમાં સંગીતની લહેરીઓ ભળે તેમ તું અનંત સંગીતમાં ભળી ગઇ. દાસી, ફૂલની ચાદર લાવો. એને એ ઓઢાડી હું પણ મારાં પાપની માફી માગું. આસમાનમાં પથરાઇ ગયેલા રૂપમતીના ઓ રૂહ, મને માફ નહીં કરે? ફૂલ લાવો, સંગીતકારોને બોલાવો, સૂના પડેલા સાજ પાસે છેલ્લી અંજલિ અપાવો.

રેવા : જહાંપનાહ, એ સાજ હવે નહીં વાગે. એ સાજના બાજિંદાઓની આધમખાનને હાથે કયારનીયે કતલ થઇ ગઇ છે.

અકબર : ઓ ખુદા ! આ હું શું સાંભળું છું ? થનાર થઇ ગયું, દાસી. ગુજરાતની રૂપરાણી, સંગીતની રસરમણી ચાલી ગઇ. હવે રંજ નકામો છે. આંખનાં આંસુ લૂછી, ખુશબોદાર ધૂપ કરો, ઘીનો દીવો સતેજ કરો અને ખુદાઇ રોશનીના રાહ પર એના રૂહને જવા દો. (ફૂલની ચાદર ઓઢાડે છે. ઓઢાડતાં પડખે પડેલો કાગળ જુએ છે. એ લઈને) દાસી, આ કાગળ શેનો છે ?

રેવા : બાદશાહ સલામત, એ લખ્યો છે તો રૂપમતીએ જ, (ધ્રુસકું મૂકી) રાણીબાએ જ. કદાચ સુલતાન બાજબહાદુર પાછા આવે, એમને આપવા માટે. એ આવશે, એ આવશે એમ તો એ કહેતાં હતાં.

અકબર : ઓ ખુદા, ઓ ભગવાન ! ઓહ, આ હું શું વાંચુ છું ? આ માદળિયું શું ? એમાં આ લખાણ શું ?

રેવા : જહાંપનાહ, શું થયું ? એમાં શું લખ્યું છે ?

અકબર : ઓ ભગવાન ! આ શો ગજબ ! આસમાનમાંથી વીજળી તૂટી પડી ! કે પૃથ્વી પરથી વિદ્યુલ્લેખા એકાએક પોતાનું ચાપલ્ય તજી બેઠી ? રૂપમતી, રૂપમતી, તું હવે નહિ બોલે ? હું...હું...હું બોલાવું છું, રૂપમતી ! ( અકબર એની પાસે જઇ ઘૂંટણિયે પડે છે. ) રૂપ, રૂપ...

રેવા : બાદશાહ, રાણીબાને શું થયું છે ? મને તો કહો. આપ એકીટશે આમ શું જોઇ રહ્યા છો ? મને કહો, મને કહો.

અકબર : ( ખૂબ સ્વસ્થતાથી રૂપમતી તરફ એકીટશે જોઈ, ગૌરવથી ધીમે પગલે આગળ આવી ) રેવા, થનાર થઇ

ગયું. ક્રૂર વિધિએ જીવનદીપ બુઝાવી દીધો, જીવન રહેંસી નાખ્યું. રેવા, મારી આંખે અંધારાં આવે છે. પ્રલયનાં પૂર મને ઘેરી વળતાં જણાય છે. હું હાર્યો, વિધાત્રી જીતી. એ રૂપ, એ સાદ, એ હલક, એ ગૌરવ, એ છટા, એ માર્દવ-બધું એકાએક અલોપ થઇ ગયું. ઓહ!

[ રૂપમતીના દેહ પાસે પછડાઈ પડે છે. ]

રેવા : બાદશાહ, મને તો કશું જ સમજાતું નથી, કૃપા કરી મને કહો!

અકબર : બાઈ, હું બાદશાહ નથી. હું જંગ જીત્યો ખરો પણ જિંદગીમાં હારી બેઠો. હું અકબર નથી, હું છું અત્યારે કેવળ ઓઝા ગુર્જર! એણે લખેલો આ કાગળ મને જ સંબોધીને લખેલો છે. મને-ઓઝા ગુર્જરને-અકબરને નહીં, બાજબહાદુરને નહીં પણ મને-આ કમનસીબ ઓઝા ગુર્જરને.

રેવા : ઓઝા ગુર્જરને? આપ શું બોલો છો? એવી તે શી દુઃખદ વાત છે?

અકબર-ગુર્જર: સાંભળો, અંતરપટમાં ઉપસ્થિત સૌ કોઇ સાંભળો. એ દુઃખદ વાત વ્યક્ત કરવાનો સંજોગ પણ વિધિએ મારે માટે જ નિર્મ્યો છે. રૂપમતીના વિષપાનના પ્રસંગમાં એણે સાચે જ વિષપાન કર્યું છે. એ રૂપમતીએ નહીં પણ ધરાબાએ-આપણાં રાણીબાએ સાચું જ વિષ પી આપણી આખરી વિદાય લીધી છે.

રેવા : શું બોલો છો, ગુર્જર? ધરા, ધરા, મારી ધરા,

મારી દીકરી, ચાલી ગઇ? ના...ના...ગુર્જર, એમ બને જ નહીં.

અકબર-ગુર્જર: અને એમ બન્યું જ છે. રેવા, છેલ્લા બે પ્રવેશ દરમ્યાન રંગભૂમિના અંતરપટમાં ને અમારા આંતરજીવનમાં જે ઘટનાઓ બની તેનું આ પરિણામ છે. મેં એના હૃદયને પૂરેપૂરું પારખ્યું નહિ અને એણે નિરાશાના વમળમાં તણાઇ સાચેસાચ વિષપાન કર્યું.

રેવા : ધરા, દીકરી ધરા! [એના શબ પાસે પછડાઈ પડે છે.]

અકબર-ગુર્જર : એ પણ વિધિનો એક યોગ છે, અણધારેલું બની જાય છે. ગુર્જરી ગઈ, ધરા પણ ગઇ. આજે મારે આ અનન્ત નિદ્રામાં પોઢેલીને હાથે આ નવીન રંગભૂમિ ઉપર કીર્તિકળશ ચડાવવો હતો; પણ વિધિયોગે હૃદયમંદિરે પ્રેમકળશ ચડાવ્યો. રંગભૂમિના મારા સાથીઓ, આવો, આજના મંગલપ્રયોગને અન્તે મારી પોતાની અંતરવ્યથા કે દિલના દર્દની કથા કહી હું તમને નહિ સંતાપું, પણ કેવળ કલાની સિદ્ધિ અને એની સજીવનતાર્થે નારાયણી ધરાને પ્રાણવિહીન કરવાના પાપનું પ્રાયશ્ચિત્ત તો હું જરૂર કરીશ. તમારા સૌની સાક્ષીએ. ધરા...ધરા!

[પાછળ નટમંડળમાંથી પણ થોડા જણ આવે છે. લથડતી ચાલે ભૂપસિંહ આવેશમાં પ્રવેશે છે.]

ભૂપસિંહ : તે હેં, આ રૂપલી તે ધરા છે? તમે શું બોલ્યા? એણે ઝેર પીધું છે? માળા, ખૂની, તમને બધાને ફાંસીને લાકડે ન ચડાવું તો મારું નામ રાણો

ભૂપસિંહ નહીં! એ...એઇ...આમ આવ એલા ઓઝા? આ ધરા છે? ધરા આટલી દેખાવડી છે!

અકબર-ગુર્જરઃ મને ખબર જ હતી, મહારાજ, કે તમે અત્યારે અહીં ચડી આવશો. હા, આ ધરા જ છે; પણ તમારે ક્યાં ધરા સાથે કામ હતું? આધમખાનની માફક તમારે પણ રૂપમતીનું રૂપ જ જોઇતું હતું ને?

ભૂપસિંહ : મારી સામું બોલછ? મૂરખ, મારી પરણેતર રાણીને ફોસલાવી અહીં નાટકચેટક કરાવ્યાં, અને સામો મારા પર આળ ચડાવછ? એઇ... કોણ છે? બધાને પકડીને ચાવડી પર બેસાડો.

અકબર-ગુર્જરઃ તમારી પરણેતર! ભૂપસિંહ મહારાજ, સાંભળો આ રહ્યો ધરાનો કાગળ, અને સાથે આ માદળિયું અને એમાં એ કોની દીકરી છે એ જણાવ્યું છે આપને એ જાણવું છે?

ભૂપસિંહ : હા, જાણવું છે; એવી તે એ કોની દીકરી છે?

અકબર ગુર્જરઃ ધરા મોતન માલણની દીકરી છે.

ભૂપસિંહ : કોણ, મોતન માલણની દીકરી? ધરા મોતન માલણની દીકરી!

અકબર-ગુર્જરઃ મોતન માલણને રાજા ભૂપસિંહથી થયેલી ર દીકરી.

ભૂપસિંહ : મારી દીકરી? ના...ના...મોતન માલણ જૂઠી !

અકબર-ગુર્જરઃ મહારાજ, નશો ઉતારી નિર્મળી આંખે જુએ આ રહી રેવા. એ દાસી ન હોય, એ જ તમા મોતન માલણ છે. ઓળખી! ઓળખો છોને?

: તું...તું મોતન માલણુ! ઓહ...ધરા...મારી દીકરી? જાઓ, જાઓ, નાસી જાઓ. એઇ...આમ આવ, આ બધાને ફાંસીએ ચડાવો. ધરા...મારી દીકરી! હી હી હી...તમે બધા શું જોઇ રહ્યા છો? હું ભૂપસિંહ, ભૂ...ઉ...પસિંહ (ત્રાડ નાખતો) હટી જાઓ, તું ખૂની...ખૂની...!

ગુર્જર : મહારાજને પકડીને, બાંધીને અંદર બેસાડો; મહારાજ ગાંડા થઇ ગયા છે. એમને અહીંથી દૂર લઇ જાઓ.

[ પગી ભૂપસિંહને પકડીને અંદર લઈ જાય છે. દરમ્યાન આખું નટમંડળ રંગભૂમિ પર એકઠું થઈ જાય છે. ]

: આ નવીન રંગભૂમિની પ્રાણસ્વરૂપ ધરા આજે નથી. સાથીઓ, પ્રેક્ષકો, આપ સૌ કોઈનો હું આભારી છું. ઉપરથી શાંત જણાતી ધરતીના ભીતરમાં કેટલી ભયંકર આગ સમાયેલી હોય છે એની મને ખબર ન પડી. ધરાની અંતરવેદના મેં ના પ્રીછી. એ ભૂલનું પરિણામ હું વેઠીશ. પણ આજે ગુર્જર હો કે ન હો, ધરા જીવશે, નવી રંગભૂમિ સજીવન થશે અને એ ધરા-ગુર્જરીને નામે પ્રસિદ્ધિ પામશે. આવો, સૌ કોઇ આવો.

[ ધરાનું શબ પોતાના હાથમાં લઈ ધીમે ધીમે તે આગળ આવે છે. ]

એના વિદાય લેતા પ્રાણને સંગીતની અંજલિ આપીએ. એક નહીં, અનેક દીવડાઓની દીપમાળ

પ્રગટાવો. ધરા, ધરા, તારી પ્રેમલ જ્યોતથી અમારો પંથ ન્યારો બનો. તારાં સુમધુર સ્મરણોથી અમારાં અંતર ઊજળાં થાઓ.

[ઓઝો ગળગળો થઈ જાય છે. સૌ કોઈની આંખમાં આંસુ જણાય છે. બધા હાથ જોડી ઊભા રહે છે; કોઈ ધરાને ફૂલ ચડાવે છે. ઓઝો ધરાને લઈ વચ્ચેના બાજઠ પર મૂકે છે. સ્હેજ અદેલાને, આગળ આવીને, બે હાથે અદાલારી રીતે એને વંદન કરે છે.

દરમ્યાન વીણાસિતારના સૂર શરૂ થાય છે. ભૈરવીની ધૂનમાં 'દીપક ! દિલ જલે પ્રીત જ્યોત' ગવાય છે. પ્રકાશ ઓછો થવા માંડે છે. છેવટે ધરા પર શ્વેત પ્રકાશ પથરાય છે.]

પડદો પડે છે.

# ચંદ્રવદન મહેતાનાં પુ

( નાટકો )

અખો વરવહુ અને બીજાં નાટકો
આગગાડી
નાગા બાવા
નર્મદ
રમકડાંની દુકાન
મૂંગી સ્ત્રી
સંતાકૂકડી
ધરાગુર્જરી
પ્રેમનું મોતી અને બીજાં નાટકો

( કાવ્યો )

ઇલા કાવ્યો
ચાંદરણાં
રતન

( નવલકથા )

બના બાપુ

આર. આર. શેઠની કંપની : મુંબ
પ્રિન્સેસ સ્ટ્રીટ : કેશવ